

ૐ

પં. દૌલતરામજી કૃત—

# છહ ઢાલા.

(ગુજરાતી શબ્દાર્થ અને ભાવાર્થ સહિત)



અનુવાદક—

લલ્લુભાઈ રાયચંદ શાહ, ઓરાણ નિવાસી.

પ્રકાશક—

મૂલચંદ કસનદાસ કાપડિયા,

દિગંબર જૈન પુસ્તકાલય, ચંદાવાડી—સુરત.

સાજીત્રા નિવાસી શેઠ નહાનચંદ ભગવાનદાસ ઝવેરદાસ તરફથી પોતાની સ્વર્ગવાસી પત્ની સૌ૦ સુરજબાઈના સ્મરણાર્થે વીસા મેવાડા જ્ઞાતિબંધુઓને ભેટ.

મૂલ્ય રૂ. ૦-૪-૦



કવિવર પં. દૌલતરામજી કૃત–

# છહ ઢાલા.

( ગુજરાતી શબ્દાર્થ અને ભાવાર્થ સહિત )

અનુવાદક—

લુલ્લુભાઈ રાયચંદ શાહ, ઓરાણુ નિવાસી.

પ્રકાશક—

મૂલચંદ કસનદાસ કાપડિયા.

દિગંબર જૈન પુસ્તકાલય, ચંદાવાડી—સુરત.

પ્રથમાવૃત્તિ] વીર સં. ૨૪૫૩ [પ્રત ૧૦૦૦+૫૦૦

સોજીત્રા નિવાસી શેઠ નહાનચંદ ભગવાનદાસ ઝવેરદાસ તરફથી પોતાની સ્વર્ગવાસી પત્ની સૌ૦ સૂરજબાઇના સ્મરણાર્થે વીસા મેવાડા જ્ઞાતિબંધુઓને ભેટ.



"જૈન વિજય" પ્રિન્ટીંગ પ્રેસ–સુરતમાં મુલચંદ કસનદાસ કાપડિયાએ છાપ્યું.

મૂલ્ય રૂ. ૦-૪-૦

# શુદ્ધિ પત્રક.

| પૃ. | લી. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૧૦ | इहि | इति |
| ૪ | ૨૧ | સબલા | સબલ |
| ૭ | ૯ | माय | माग |
| ૧૦ | ૧૪ | જીવ | તત્વ |
| ૧૭ | ૨ | ચારિત્ર છે | જ્ઞાન છે અને જ્ઞાન વિના દેહને નાશ કરવાવાળાં હિંસામયી તપ કરવાં તે ગૃહિત. મિથ્યા-ચારિત્ર છે. |
| ૧૮ | ૧૨ | आश्रय | आश्रव |
| ૨૧ | ૧ | બહિરાતમમા | બહિરાતમતા |
| ૨૧ | ૧૮ | મસ્તકમાંથી | મસ્તકમાંથી એક હાથનું મનુષ્યાકાર અગ્નિનું પુતળું |
| ૨૧ | ૨૬ | रसपन | रस |
| ૨૨ | ૧૫ | અધર્મ | ધર્મ |
| ૨૩ | ૧૩ | ત્રણેનું | ત્રણ દ્વારા આત્માનું |
| ૨૫ | ૧૪ | बिनावे | घिनावे |
| ૨૯ | ૭ | [illegible] | सब |
| ૩૩ | ૨૦ | ૧ પ્રત્યક્ષ | ૧ પ્રત્યક્ષ, ૨ પરોક્ષ, |
| ૩૪ | ૯ | जरामृत | जरामृतु |
| ૩૮ | ૨૩ | સકલા | સકલ |
| ૪૦ | ૧૭ | થઓ | થાઓ |
| ૪૨ | ૨૩ | તત્વાર્થસુત્રથા | તત્ત્વાર્થસૂત્રથી |
| ૪૫ | ૨ | ચપલ્લા | ચપલા |
| ૫૧ | ૫ | रम | रमि |



# પ્રસ્તાવના.

દિગંબર જૈન સમાજમાં જૈન ધર્મનાં સર્વે તત્વોનું સંક્ષિપ્ત રૂપે દિગ્દર્શન કરાવનાર પં. દૌલતરામજી કૃત "છ:ઢાલા" સર્વત્ર પ્રસિદ્ધ છે. અને ઘણા ભાઇ, બ્હેનો એનો નિત્ય પાઠ પણ કરે છે તેમજ દરેક પાઠશાળામાં આ પુસ્તક અર્થ સહિત વર્ષોથી શીખવાય છે. આ મૂળ પુસ્તક નાનું પણ જરા કઠણ હોવાથી વિદ્યાર્થીઓને સારી રીતે શીખવી શકાય એ માટે એનો હિન્દી શબ્દાર્થ અને ભાવાર્થ શ્રી. સ્વર્ગીય દાનવીર જૈનકુલભૂષણ શેઠ માણેકચંદ હીરાચંદ જે. પી. એ પૂજ્ય બ્ર. સીતલપ્રસાદજી પાસે તૈયાર કરાવી વીર સં. ૨૪૩૫ માં પ્રકટ કર્યો હતો, જે એટલો બધો લોકપ્રિય થઇ પડ્યો કે તેની આજસુધી છ આવૃત્તિઓ (૧૪૦૦૦ પ્રત) બહાર પડી ગઇ છે ને બધી પાઠશાળાઓમાં એ પુસ્તકથીજ છઃઢાલા શીખવાય છે, પણ ગુજરાતમાં જે થોડી ઘણી પાઠશાળાઓ અને બોર્ડિંગો છે તેમાં આ હિન્દી અનુવાદથી ભણાવવામાં અડચણ પડતી, જેથી એના ગુજરાતી અનુવાદની જરૂર જણાઇ અને ઓગણુ નિવાસી **માસ્તર લલ્લુભાઇ રાયચંદ શાહે** એનો ગુજરાતી શબ્દાર્થ અને ભાવાર્થ વીર સં. ૨૪૪૮માં તૈયાર કરેલો અને તે પછી અમોને તેમણે એ પ્રકટ કરવા સુચના કરેલી પણ ગુજરાતમાં એટલી થોડી પાઠશાળાઓ છે કે એની ૧૦૦૦ પ્રતો નિકળે તો કોઇ જાણે કેટલે વર્ષે પૂરી થાય એમ ધારી જો કોઇ સહાયક મળે તો એ સુલભતાથી પ્રકટ કરી શકાય એ વિચારમાં અમો હતા, એટલામાં ગત વર્ષમાં વીસામેવાડા જ્ઞાતિના અગ્રગણ્ય નેતા શેઠ **ભગવાનદાસ ઝવેરદાસ** (સોજીત્રા) ના સુપુત્ર શ્રીયુત **નહાનચંદભાઇનો** પત્ર મળ્યો કે અમારી પત્ની (સુરજબાઇ) ના સ્મરણાર્થે **શાસ્ત્ર દાન** કરવા એક રકમ કાઢી છે તેમાંથી ગુજરાતી ભાષાનું કોઇ પુસ્તક છપાવી અમારી જ્ઞાતિમાં ભેટ વહેંચવા અમારી જિજ્ઞાસા છે; આથી અમોએ શ્રી. નહાનચંદભાઇને છઃઢાલાજ ગુજરાતી અનુવાદ સાથે છપાવી ભેટ વહેંચવાની સંમતિ આપી જે એમણે સહર્ષ સ્વીકાર કરી, જેથી પછી અમોએ માસ્તર

લલ્લુભાઇ રાયચંદે કરેલા અનુવાદનું ઘટતું સંશોધન કરી છઃઢાલાની આ ગુજરાતી આવૃત્તિ ગુજરાતના ભાઇ, બ્હેનોના હિતાર્થે પ્રકટ કરી છે અને એની ૧૦૦૦ પ્રતો તો શેઠ ન્હાનચંદભાઇ તરફથી એમની સ્વર્ગ૦ સૌ૦ પત્ની સુરજબાઇના સ્મરણાર્થે ભેટ વહેંચાશે અને બાકીની ૫૦૦ પ્રતોનો અલ્પ મુલ્યે ગુજરાતની પાઠશાળાઓ વગેરેમાં પ્રચાર થઇ શકશે.

## ધર્મપરાયણા સૌ૦ સુરજબાઇ.

જેમના સ્મરણાર્થે આ પુસ્તક વીસામેવાડા જ્ઞાતિમાં ભેટ વેંચાય છે તેમનો **સચિત્ર** ટુંક પરિચય આપવો પણ ઉચિત ગણાશે. શ્રી. સૌ૦ સુરજબાઇનો જન્મ વીર સં. ૨૪૨૩ માં થયો હતો અને સ્વર્ગવાસ વીર સં. ૨૪૫૨ના દ્વિ. ચૈત્ર સુદ ૬ રવિવારે રાત્રે ૧૧॥। વાગતે ણમોકાર મંત્રનું સ્મરણ કરતાં કરતાંજ સમાધિમરણ રૂપે અપાર શાંતિ વચ્ચે થયો હતો, જે વખતે રડકકલનું પણ નામ નહોતું. જો કે સુરજબાઇનો જન્મ ખાનપુર જેવા નાના ગામડામાં થવાથી પોતે બાલ્યાવસ્થામાં કેળવણી લઇ શક્યાં નહતાં; તોપણ પુખ્ત વયે મુંબઇ તેમજ **સોજીત્રા શ્રાવિકાશ્રમની** ધર્મનિષ્ઠ બ્હેનોનો શુભ સહવાસ મળવાથી; તેમજ અંત સમયે શ્રી કેસરબાઇનું ધર્મ-શ્રવણ મળવાથી એમનું સમાધિમરણ યોગ્ય રીતે સધાયું હતું. મોટી ઉમરે ધર્મજ્ઞાન નથી પ્રાપ્ત કરી શકાતું, એમ કહેનાર માટે સુરજબાઇનું દ્રષ્ટાંતજ પુરતું છે.

શ્રીયુત નહાનચંદભાઇએ આવું ઉત્તમ શાસ્ત્રદાન કર્યું છે; તેનો દાખલો લઇ ગુજરાતના બીજા ભાઇઓ એનું અનુકરણ કરે એજ ઇચ્છા સાથે તથા સુરજબાઇના આત્માને શાંતિ લાભ પ્રાપ્ત હો એજ ભાવના સાથે વિરમીએ છિયે.

સુરત.
વીર સં. ૨૪૫૩
ફાલ્ગુન વદી ૨
તા. ૨૦-૩-૨૭

સમાજસેવક —
મૂલચંદ કસનદાસ કાપડિયા.
પ્રકાશક.



સ્વર્ગવાસી સૌ૦ શ્રીમતી સૂરજબાઇ, ધર્મપત્નિ,
શા. નહાનચંદ ભગવાનદાસ ઝવેરદાસ—સોજીત્રા.

જન્મ- વીર સંવત ૨૪૨૩

સ્વર્ગવાસ- વીર સં. ૨૪૫૨ દ્વિ૦ ચૈત્ર સુદ ૯

જૈન વિજય પ્રેસ—સુરત.

श्रीवीतरागाय नमः ॥

# स्वर्गीय कविवर पं. दौलतरामजी कृत—

# छहढाला।

## પહેલી ઢાલ-સોરઠા છંદ.

**तीन भुवनमें सार, वीतराग विज्ञानता।**
**शिवस्वरूप शिवकार, नमहुं त्रियोग सम्हारिके ॥**

### અઘરા શબ્દના અર્થ.

તીન ભુવન=૩ લોક
વીતરાગ=૧૮ દોષ રહિત
વિજ્ઞાનતા=કેવળજ્ઞાનરૂપી વિદ્યા
શિવકાર=મોક્ષ સુખ આપનારી
શિવ=આનંદ
ત્રિયોગ=૩ યોગ (મન, વચન, કાયા)
૩ લોક=આકાશ, પાતાળ, મધ્ય (સ્વર્ગ, નરક, મૃત્યુ)

**ભાવાર્થ**—૩ લોકમાં સારરૂપ ૧૮ દોષ રહિત કેવળજ્ઞાનરૂપી વિદ્યા છે, તે આનંદ સ્વરૂપ અને મોક્ષ આપનારી છે, તેને હું (પંડિત દોલતરામ) મન વચન અને કાયાથી નમસ્કાર કરૂં છું.

### ચોપાઇ.

**जे त्रिभुवनमें जीव अनंत, सुख चाहैं दुखतें भयवंत।**
**तातैं दुखहारी सुखकार, कहैं, सीख गुरु करुणाधार ॥१॥**

ચાહે=ઇચ્છે
દુઃખતેં=દુઃખથી
ભયવંત=બ્હીએ છે
તાતેં=તેથી
દુખહારી=દુઃખનો નાશ કરનારી
સુખકારી=સુખ આપનારી
શીખ=શીખામણ (ઉપદેશ)
કરૂણા=દયા, કૃપા

ભાવાર્થ—૩ લોકમાં અનંતા જીવ છે, તે બધા સુખની ઇચ્છા રાખે છે, અને દુઃખથી બ્હીએ છે, તેથી દુઃખનો નાશ કરનારી અને સુખ આપનારી એવી શીખામણ ગુરૂ મહારાજ દયાભાવથી કહે છે.

ताहि सुनो भवि मन थिर आन, जो चाहो अपनो कल्याण।
मोह महामद पियो अनादि, भूल आपको भरमत वादि॥२॥

| | | |
|---|---|---|
| તાહિ=તેને | થિર=સ્થિર | મહા મદ=તેજ દારૂ (આકરો દારૂ) |
| સુનો=સાંભળો | મોહ=મિથ્યાત્વ | અનાદિ=જેની આદિ નહિ તે |
| ભવિ=ભવ્ય જીવ | આપકો=પોતાને | બાદિ=મતલબ વગર |

ભાવાર્થઃ—હે ભવ્ય જીવો ! જો તમે તમારૂં કલ્યાણ ચાહતા હો તો તે ઉપદેશને તમે મન સ્થિર કરીને સાંભળો— આ જીવ અનાદિ કાળથી મોહ (સંસારથી-તન ધન પુત્રાદિથી-દ્દઢ સ્નેહ) રૂપી મહાતેજ દારૂ પીને પોતાના આત્માને ભૂલીને વગર મતલબે ભમે છે. ૨.

तास भ्रमणकी है बहु कथा, पै कछु कहूँ कही मुनि यथा।
काल अनंत निगोद मंझार, वीत्यो एकेंद्री तन धार॥३॥

| | | |
|---|---|---|
| તાસ=તેના. | | યથા=જેવી રીતે |
| ભ્રમણ=સંસારમાં ફરવું તે. | | અનંત=જેનો છેડો નહિ તે |
| કથા=વાર્તા | કછુ=કંઇ. | મંઝાર=માં. |
| પૈ=પણ. | તન=શરીર | એકેંદ્રી=સ્પર્શન ઇંદ્રિય. |

ભાવાર્થઃ—તેની ( સંસારમાં જીવના ભ્રમણની ) બહુ લાંબી વાતો છે, પણ જેવી રીતે મુનિયોએ કંઇ કહી છે તેવી રીતે કંઇક કહું છું. આ જીવે અનંતકાળ તો એક ઇંદ્રિયનાં શરીર ધારણ કરી નિગોદમાં વીતાવ્યો. ૩.

**एक श्वासमें अठ दश वार, जनम्यौ मर्यौं भर्यौं दुखभार ।**
**निकसि भूमि जल पावक भयौ, पवन प्रत्येक वनस्पति थयौ ॥४॥**

અઠદશ વાર=૧૮ વાર — જળ=પાણી (અપકાય)
ભર્યો=સહન કર્યા — પાવક=અગ્નિ ( દેવતા )
નિકસત=નીકળી — ભૂમિ=જમીન — ભયો=થયો — પવન=વાયરો

**ભાવાર્થ:—**ત્યાં નિગોદમાં આ જીવ એક શ્વાસમાં ૧૮ વખત જન્મ્યો અને ૧૮ વખત મર્યો, અને ભારે દુઃખ સહન કર્યાં. ત્યાંથી નીકળીને પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને પ્રત્યેક વનસ્પતિ એવા પાંચ પ્રકારના એકેંદ્રિય સ્થાવર જીવ થયો. ૪.

**જીવ ૨ પ્રકારના:—**૧ ભવ્ય—જે મોક્ષ જવાને લાયક હોય તે. ૨ અભવ્ય—જે મોક્ષ જવાને લાયક ન હોય તે.

**વનસ્પતિ ૨ પ્રકારની:—**૧ પ્રત્યેક—એક શરીરમાં એકજ જીવ હોય તે. જેમ કે કેરી ૨ સાધારણ—એક શરીરમાં અનંત જીવ હોય તે. જેમ કે બટાકા વગેરે.

**૫ સ્થાવર:—**૧ પૃથ્વીકાય=જમીન, ૨ અપકાય=પાણી, ૩ તેજકાય=અગ્નિ, ૪ વાયુકાય=વાયરો, ૫ વનસ્પતિકાય=ઝાડ

**સંસારી જીવ ૨ પ્રકારના:—**૧ ત્રસ=જે પોતાની મેળે હરી ફરી શકે તે. ૨ સ્થાવર—જે પોતાની મેળે હરી ફરી શકે નહીં તે.

**दुर्लभ लहि ज्यौं चिंतामणी, त्यौं पर्याय लही त्रसतणी ।**
**लट पिपील अलि आदि शरीर, धर धर मर्यौं सही बहु पीर ।५।**

દુર્લભ=કઠણતાથી — ત્રસ=બે ઇંદ્રિયથી પાંચ ઇંદ્રિય સુધીના જીવ.
લહિ=મળે છે — પિપીલ=કીડી (ત્રણ ઇંદ્રિય જીવ. એને
ત્યાૈં=તેવી રીતે — ઘ્રાણઇંદ્રિય વધુ હોય છે.)

પર્યાય=અવતાર, શરીર    અલિ=ભમરો (ચાર ઇંદ્રિય જીવ. એને
આદિ=વિગેરે    પીર=દુઃખ    ચક્ષુઇંદ્રિય વધુ હોય છે.)
લટ=કીડો (બે ઇંદ્રિય જીવ, એને રસના ઇંદ્રિય વધુ હોય છે)

**ભાવાર્થ**—જેવી રીતે ચિંતામણી રત્ન ઘણીજ કઠણતાથી મળે છે, તેવીજ રીતે ત્રસ પર્યાય મળવી મુશ્કેલ છે અને મળે તો ૨ ઇંદ્રિ–કીડો, ૩ ઇંદ્રિ–કીડી, ૪–ઇંદ્રિ ભમરા વીગેરેનાં શરીર ધારણ કરી કરીને મર્યો, અને બહુ દુઃખ સહન કર્યાં. ૫.

**कबहूँ पंचेंद्रि पशु भयौ, मन विन निपट अज्ञानी थयौ ।**
**सिंहादिक सैनी है क्रूर, निबल पशु हहि खाये भूर ॥६॥**

કબહૂં=કદિ    નિપટ=બિલકુલ    સિંહાદિક=સિંહ વગેરે
હ્‌વે=થયો    સૈની=મનવાળા    ક્રૂર=દુષ્ટ
નિબલ=બળ વગરના હતિ=મારી    ભૂર=પુષ્કળ અસૈની=મન વગરના

**ભાવાર્થ**—કદિ આ જીવ પાંચ ઇંદ્રિય પશુ (જેને પાંચે ઇંદ્રિઓ હોય છે તે) થયો તો મન વગરનો બિલકુલ અજ્ઞાની થયો, અને સૈની (મન સહિત) થયો તો સિંહ વગેરે દુષ્ટ પ્રાણી થયો, જ્યારે પુષ્કળ નિર્બલ પશુઓ મારી મારીને ખાધાં. ૬.

**कबहूँ आप भयौ बलहीन, सबलनिकरि खायौ अति दीन ।**
**छेदन भेदन भूख पियास, भार-वहन हिम-आतम-त्रास ॥७॥**

આપ=પોતે    બળહીન=બલ વગરનો    સબલા=જોરાવર
પિયાસ=તરસ    ભારવહન=ભાર ખેંચવો    હિમ=ટાઢ
આતાપ=તાપ    ત્રાસ=દુઃખ

**ભાવાર્થ**—કદિ આ જીવ પોતે બળ વગરનો થયો તો

જોરાવર પશુઓ તેને ખાઇ ગયાં, એવી રીતે છેદનનાં, ભેદનનાં, ભૂખનાં, તરસનાં, ટાઢનાં, તાપનાં, ભાર ખેંચવાનાં વગેરે દુઃખ તથા-૭

वध बंधन आदिक दुख घनें, कोटि जीभतें जात न भनें ।
अति संक्लेशभावतें मर्यौ, घोर शुभ्रसाग में पर्यौ ॥८॥

| | |
|---|---|
| વધ=માર્યો જવું | અતિ=ઘણાં |
| કોટી=કરોડ | સંકલેશ ભાવ=ખોટા ભાવ |
| જાત=શકાય | ઘોર=ભયંકર |
| ભને=કહ્યાં | શુભ્રસાગર=નરકરૂપી સમુદ્ર |

**ભાવાર્થ:**—માર્યો જવું, બંધાવું વગેરે ઘણાં દુઃખ સહન કર્યાં, તે કરોડો જીભથી કહ્યાં જાય તેમ નથી અને મરતી વખતે સંકલેશ (ખોટા) ભાવથી મર્યો, અને મરીને ભયંકર નરક રૂપી સમુદ્રમાં પડયો. ૮.

तहां भूमि परसत दुख इसो, वीछू सहस डसैं नहि तिसो ।
तहां राध-श्रोणित वाहिनी, कृमिकुलकलित देहदाहिनी ॥९॥

| | | |
|---|---|---|
| તહાં=ત્યાં | તીસો=તેટલું | રાધશ્રોણિત=લોહીની ભરેલી |
| પરસત=અડકવાથી | | વાહિની=નદી |
| ઇસો=એટલું | | કૃમિકુલ=કીડાના ઢગલા |
| ડસે=કરડે | સહસ=હજાર | દેહદાહિની=શરીરને બાળનારી |

**ભાવાર્થ:**—ત્યાં નરકની જમીનને અડકવાથી એટલું દુઃખ થાય છે કે અહિંયાં ૧ હજાર વીંછી કરડે તોપણ તેટલું દુઃખ થતું નથી. ત્યાં લોહીની તથા કીડાથી ભરેલી તથા શરીરને બાળનારી નદીઓ છે. ૯.

सेमरतरु जुत-दल असि पत्र, असि ज्यौं देह विदारैं तत्र।
मरुसम न लोह गलि जाय, ऐसी शीत उष्णत थाय ॥१०॥

સેમરતરૂ=સેમરનું એક કાંટાદાર ઝાડ અસિ=તરવાર જ્યૌં=જેમ
જુત=સહિત દેહ=શરીર વિદારે=ફાડે
દલ=પાંદડું તત્ર=ત્યાં લોહ=લોઢું
અસિપત્ર=તરવારની ધાર ઐસી=એવી ઉષ્ણુતા=તાપ
મેરૂસમાન=મેરૂ જેવડો

**ભાવાર્થ**:—ત્યાં નરકમાં એક સેમરનું કાંટાદાર ઝાડ હોય છે, તેનાં તરવારની ધાર જેવાં પાંદડાં હોય છે, તે શરીરને ફાડી નાંખે છે તથા મેરૂ પર્વત જેવડો (૧ લાખ જોજનનો) લોઢાનો ગોળો ઓગળી જાય એટલો તાપ અને એટલીજ ટાઢ પડે છે. ૧૦.

तिल तिल करैं देहके खंड, असुर भिडावैं दुष्ट प्रचंड।
सिंधु नीरतें प्यास न जाय, तोपण एक न बुंद लहाय ॥११॥

તિલ તિલ=તલ તલ સિંધુ=દરિયો બુંદ=ટીપું
ખંડ=કટકા ભિડાવૈં=લઢાવે નીરતેં=પાણીથી

**ભાવાર્થ**:—ત્યાં નરકમાં તલ તલ જેવડા શરીરના કટકા કરે છે, (તોપણુ શરીર પારાની પેઠે મળી જાય છે.) અને પ્રબળ દુષ્ટ અસુરકુમાર દેવો ૩ નરક સુધી જઇને નારકીયોને લઢાવે છે. વળી ત્યાં એટલી તરસ લાગે છે કે ૩ લોકના દરીયાઓનું પાણી પી જાય તોપણુ તરસ મટે નહી અને એટલી તરસ લાગે છે, તોપણુ એક ટીંપુ પાણી પણુ મળતું નથી-૧૧.

तीन लोकको नाज जु खाय, मिटै न भूख कणा न लहाय।
ये दुख बहु सागरलौं सहै, करमजोगतें नरगति लहै ॥१२॥

નાજ=અનાજ સહે=વેઠયાં સાગરલૌં=સાગરો સુધી
કણુ=દાણો નરગતિ=મનુષ્ય ગતિ સાગર=વરસોનું પ્રમાણુ

**ભાવાર્થ:**—ત્યાં નરકમાં ૩ લોકનું અનાજ ખાઇ જાય એટલી ભૂખ લાગે છે, છતાં એક કણુ (દાણો) પણુ મળતો નથી, એવાં એવાં દુઃખ બહુ સાગરો સુધી વેઠયાં. કોઇ કર્મનું નિમિત્ત મળવાથી પાછી મનુષ્ય ગતિ મળે છે-૧૨.

जननी उदर वस्यौ नव माय, अंग सकुचतें पाई त्रास।
निकसत जे दुख पाये घोर, तिनको कहत न आवै ओर ॥१३॥

જનની=માતા પાઇ=પામ્યો તિનકો=તેનો
ઉદર=પેટ પાયે=થયાં નિકસત=નીકળતાં
અંગ=શરીર ઓર=પાર સકુચતેં=સંકડાઇને

**ભાવાર્થ:**—(મનુષ્યગતિમાં) આ જીવ માતાના ઉદરમાં નવ મહિના રહ્યો, અને શરીરથી સંકડાઇને બહુ દુઃખ પામ્યો તથા નીકળતાં (જન્મ થતાં) જે ઘોર દુઃખ થયાં તેનો કહેવાનો પાર આવી શકતો નથી-૧૩.

बालपनेमें ज्ञान न लह्यौ, तरुण समय तरुणी रत रह्यौ।
अर्धमृतक सम बूढ़ापनो, कैसे रूप लखै आपनो ॥१४॥

તરૂણુ સમય=જુવાનીમાં રૂપ=સ્વરૂપ લખૈ=જાણે
અર્ધમૃતક=અધમરો રત=લીન આપનો=પોતાનો
બૂઢાપનો=ઘડપણુ કૈસે=કેવી રીતે

**મનુષ્યની ૩ અવસ્થા**—૧ બાલક અવસ્થા, ૨ જુવાની અવસ્થા, ૩ ઘડપણુ અવસ્થા.

**ભાવાર્થ**—બાળકપણામાં તો જ્ઞાન થયું નહિ (મૂર્ખ રહ્યો), જુવાનીમાં સ્ત્રીમાં લીન રહ્યો અને ઘડપણમાં અર્ધ-મુવા જેવો થયો, (એ ત્રણે અવસ્થાઓ એવી રીતે નકામી ખોઇ) તો પછી પોતાના સ્વરૂપને કેવી રીતે જાણે ? ૧૪.

**कभी अकामनिर्जरा करै, भवनत्रिकमें सुरतन धरै ।**
**विषयचाह–दावानल दह्यौ, मरत विलाप करत दुख सह्यौ ॥१५॥**

અકામનિર્જરા=સમતાથી કર્મોનું ફળ ભોગવવું અને કર્મ ખપી જાય તે.
ભવનત્રિક=ભવનવાસ , વ્યંતરવાસી, અને જ્યોતિષી દેવ
કભી=કદિ સુર=દેવ તન=શરીર દહ્યો=બળ્યો દાવાનળ=અગ્નિ

**૪ પ્રકારના દેવ**—૧ ભવનવાસી, ૨ વ્યંતરવાસી, ૩ જ્યોતિષી ૪ વૈમાનિક.

**ભાવાર્થ**—કદિ આ જીવ અકામનિર્જરા કરે તો ભવનવાસી, વ્યંતરવાસી અને જ્યોતિષી એ ૩ પ્રકારના દેવોમાંથી એક દેવ થાય છે, તો ત્યાં પણ વિષયોની ચાહના રૂપી અગ્નિથી બળ્યો અને મરતી વખતે વિલાપ કરીને દુઃખ સહન કર્યાં.

**દુઃખ બે પ્રકારનું**—૧ મન સંબંધી=મનમાં દુઃખ થાય તે, ૨ શરીર સંબંધી=શરીરે દુઃખ થાય તે.

**जो विमानवासी हू थाय, सम्यग्दर्शन विन दुख पाय ।**
**तहँते चय थावर तन धरै, यों परिवर्त्तन पूरे करै ॥१६॥**

વિમાનવાસી=સ્વર્ગવાસી દેવ
પરિવર્તન=સંસારમાં ફરવું તે
હૂ=પણ
વિન=વગર
યોં=એવી રીતે
ચય=આવીને
પાય=પામે છે
થાવરતન=એક ઇંદ્રિય શરીર

૫ પરિવર્તન—૧ દ્રવ્ય, ૨ ક્ષેત્ર. ૩ કાલ, ૪ ભવ, અને ૫ ભાવ.

**ભાવાર્થ:**—જો સ્વર્ગનો દેવ થાય તો ત્યાં પણ સમ્યગ્દર્શન વગર દુઃખ પામે છે. અને એવી દશામાં દેવગતિથી આવીને ૧ ઈંદ્રિય શરીર (સ્થાવરદુઃખરૂપ શરીર) ધારણ કરે છે, એવી રીતે આ જીવ પાંચે પરિવર્તન પુરાં કરે છે (સંસારમાં ચક્કર લગાવ્યા કરે છે). ૧૬.

## પહેલી ઢાલનો સારાંશ.

આ સંસારમાં ચાર ગતિયો છે-પશુગતિ, નરકગાત, મનુષ્યગતિ અને દેવગતિ. એ ચારે ગતિઓમાં આ જીવ અનંતાવાર ફર્યો અને પોતાના ભાવો પ્રમાણે કર્મ બાંધીને જન્મ મરણ કર્યાં. એક એક ગતિમાં બહુ બહુ દુઃખ સહન કરવાં પડે છે, તેમાં પશુગતિનાં અને મનુષ્ય ગતિનાં દુઃખ તો આપણે નજરે જોઇએ છિએ. એ ચારે ગતિયોથી છુટવાનો ઉપાય એક સમ્યગ્દર્શન છે. તે જીવને મળ્યું નહિ. સમ્યગ્દર્શન થવાથીજ જીવને સુખ થાય છે, એ આ ઢાલનો સાર છે.



## બીજી ઢાલ—પદ્ધરી છંદ.

**ऐसे मिथ्या-दृग ज्ञानचर्ण, वश भ्रमत भरत दुख जन्ममर्ण।**
**तातें इनको तजिये सुजान, सुन तिन संक्षेप कहूं बखान ॥१॥**

ઐસે=એવી રીતે
ભરત=સહન કર્યાં
ઇનકો=એને
સુજાન=ચતુર (ડાહ્યા પુરૂષો)
મિથ્યાદૃગજ્ઞાનચર્ણ=મિથ્યા દર્શન, મિથ્યા જ્ઞાન, મિથ્યા ચારિત્ર
સંક્ષેપ=ટુંકામાં
તજિએ=છોડીએ
સુન=સાંભળો

**ભાવાર્થઃ**—એવી રીતે મિથ્યા દર્શન, મિથ્યા જ્ઞાન અને મિથ્યા ચારિત્રને વશ થઇને ભમ્યો અને જન્મ-મરણનાં દુઃખ સહન કર્યાં, તેથી હે ચતુર પુરૂષો ! એને તજી દો. હું તેને ટુંકામાં કહું છું, તે સાંભળો. ૧૦.

**जीवादि प्रयोजनभूत तत्त्व, सरधै तिनमांहि विपर्ययत्व।**
**चेतनको है उपयोग रूप, विन मूरति चिन्मूरति अनूप ॥२॥**

જીવાદિ=જીવ વગેરે ૭ જીવ.
પ્રયોજનભૂત=મતલબનાં (સંસારથી છોડાવનારાં)
સરધૈ=શ્રદ્ધાન કરે-માને
ઉપયોગ=જાણવું દેખવું (ચેતના)
તિનમાંહિ=તેમાં
વિનમૂરતિ=જેની જડમૂર્તિ ન હોય તે અમૂર્તિક
વિપર્યયત્વ=ઉલટું
અનૂપ=ઉપમા રહિત
ચેતન=આત્મા-જીવ
ચિન્મૂરતિ=ચૈતન્યરૂપ મૂર્તિ

**સાત તત્વઃ**—૧-જીવ-જેમાં ચેતના એટલે જ્ઞાન દર્શન હોય તે ૨-અજીવ-જેમાં જીવ ન હોય તે એટલે ચેતના ન હોય તે. ૩-આશ્રવ-કર્મો આવે તે. ૪-બંધ-કર્મો આત્મા સાથે મળી જાય તે. ૫-સંવર-કર્મોને રોકવા તે ૬-નિર્જરા-કર્મોનું ખપવું તે. ૭-મોક્ષ-સર્વે કર્મોથી છુટીજવું તે.

ભાવાર્થ:—મોક્ષ માર્ગમાં જીવ વગેરે સાત તત્વ મતલબનાં છે. (અને તે સંસારથી છોડાવનારાં છે), તેનું ઉલટું શ્રદ્ધાન કરવું તે મિથ્યા દર્શન છે. તે આત્માનું સ્વરૂપ જાણવું દેખવું છે, તે આત્મા જડ મૂર્તિ નથી પણ ચૈતન્ય મૂર્તિ છે. અને તે ઉપમા રહિત છે. ૨.

पुद्गल नभ धर्म अधर्म काल, इनतें न्यारी है जीव चाल ।
ताकों न जान विपरीत मान—करि करैं देहमें निज पिछान ॥३॥

નભ=આકાશ — જીવ ચાલ=જીવનો સ્વભાવ — વિપરીત=ઉલટું
ઇનતેં=એનાથી — દેહમેં=શરીરમાં — નિજ=આત્મા
ન્યારી=જુદી — તાકોં=તેને

ભાવાર્થ:—પુદ્ગળ, ધર્મ, અધર્મ, આકાશ અને કાળ એનાથી આત્માનો સ્વભાવ જુદો છે. તેને ન જાણીને ઉલટું પોતાના શરીરને આત્મા જાણે છે, એ મિથ્યા દર્શનનો મહિમા છે. ૩.

मैं सुखी दुखी मैं रंक राव, मेरे धन गृह गोधन प्रभाव ।
मेरे सुत तिय मैं सबल दीन, बेरूप सुभग मूरख प्रवीन ॥४॥

મૈં=હું — મેરે=મારૂં — તિય=સ્ત્રી — સુભગ=સુંદર
રંક=ગરીબ — ગૃહ=ઘર — ગોધન=ગાય, ભેંસ વગેરે
રાવ=રાજા — સુત=છોકરો — બેરૂપ=કદરૂપા — પ્રવીન=ડાહ્યો

ભાવાર્થ:—મિથ્યા દર્શનના કારણથી આ જીવ એવું માને છે કે હું સુખી છું, હું દુ:ખી છું, હું રંક છું, હું રાજા છું, આ ધન મારૂં છે, આ ઘર મારૂં છે, આ ગાય ભેંસ વગેરે મારાં છે, આ પુત્ર મારો છે, આ સ્ત્રી મારી

છે, હું જોરાવર છું, હું કદરૂપો છું, હું સુંદર છું, હું મૂર્ખ છું, હું ડાહ્યો છું. ૪.

तन उपजत अपनी उपज जान, तन नशत आपको नाशमान।
रागादि प्रगट ए दुःख दैन, तिनहीको सेवत गिनत चैन॥५॥

| | | |
|---|---|---|
| ઉપજ=જન્મ | તિનહી=તેને | રાગાદિ=રાગ દ્વેષ વગેરે |
| નાશ=મરણ | ગિનત=ગણે છે | ઉપજત=ઉપજવાને |
| પ્રગટ=પ્રત્યક્ષ | ચૈન=સુખ | નશત=નાશ થવાને |

**ભાવાર્થ:**—મિથ્યાદર્શનના કારણથી આ જીવ શરીરના ઉપજવાને પોતાનો જન્મ થયો, અને શરીરના નાશને પોતાનું મરણ થયું એમ માને છે. અને રાગ દ્વેષ વગેરે ભાવો પ્રત્યક્ષ દુઃખ દેનારા છે તેને સુખ ગણીને સેવે છે. ૫.

शुभ-अशुभ बंधके फल मंझार, रति अरति करै निजपद विसार।
आतमहित हेतु विराग ज्ञान, ते लखै आपको कष्टद न॥६॥

| | | | |
|---|---|---|---|
| શુભબંધ=પુણ્ય | રતિ=રૂચિ | પુન્યનું ફળ=સુખ | હિત=કલ્યાણ |
| અશુભ બંધ=પાપ | અરતિ=અરૂચિ | પાપનું ફળ=દુઃખ | હેતુ=કારણ |
| નિજપદ=આત્મપદ | | કષ્ટદાન=દુઃખદાયક | |

**ભાવાર્થ:**—મિથ્યાદૃષ્ટિ જીવ શુભ બંધના ફળમાં તો રૂચિ કરે છે અને અશુભ બંધના ફળમાં અરૂચિ કરે છે. કેમકે તે પોતાના આત્મપદને વિસરી ગયો છે અને આત્માના કલ્યાણનું કારણ વૈરાગ્ય અને જ્ઞાન છે તેને દુઃખદાયક જાણે છે. ૬.

रोकी न चाह निज शक्ति खोय, शिवरूप निराकुलता न जोय।
याही प्रतीति-जुत कछुक ज्ञान, सो दुखदायक अज्ञान जान॥७॥

निज शक्ति=आत्म-शक्ति　　निराकुलता=चिंतारहित मोक्षसुख
याही=એવી　　प्रतीति=શ્રદ્ધા　　दुखदायक=દુઃખ દેનાર
कछुक=કંઇ　　सो=તે　　अज्ञान=મિથ્યા જ્ઞાન

**ભાવાર્થ:**—મિથ્યાદૃષ્ટિ જીવ પોતાના આત્માની શક્તિને ખોવાથી ઇચ્છાઓને રોકી શકતો નથી, અને આનંદસ્વરૂપ ચિંતા રહિત મોક્ષસુખને જોતો નથી, એવી મિથ્યા દર્શનની શ્રદ્ધા સહિત જે કંઇ જ્ઞાન છે, તે બધું દુઃખદાયક મિથ્યા જ્ઞાન જાણો. ૭.

इनजुत विषयनिमें जो प्रवृत्त, ताकौं जानो मिथ्याचारित्र ।
यों मिथ्यात्वादि निसर्ग जेह, अब जे गृहीत सुनिये सु तेह ।८।

इनजुत=એ મિથ્યા દર્શન અને મિથ્યા જ્ઞાન સહિત　　यों=એવી રીતે　　निसर्ग=અગૃહિત　　अब=હવે

**મિથ્યાત્વના બે પ્રકાર:**—૧-ગૃહિત-જે આ ભવમાં ગ્રહણ કર્યું હોય તે-જેમકે કુદેવોને દેવ માનવા, કુગુરૂને ગુરૂ માનવા, અને કુધર્મને ધર્મ માનવો.

૨-અગૃહિત-જે સ્વભાવથીજ અનાદિ કાલથી જીવની સાથે હોય તે-જેમકે હું સુખી છું, દુઃખી છું, વગેરે.

**ભાવાર્થ:**—એ મિથ્યા દર્શન અને મિથ્યા જ્ઞાન સહિત વિષયોમાં જે પ્રવૃત્તિ કરવી તે મિથ્યા ચારિત્ર જાણો, એવી રીતે અગૃહિત મિથ્યા દર્શન, મિથ્યા જ્ઞાન અને મિથ્યા ચારિત્ર છે. હવે જે ગૃહિત છે તે સાંભળો-૮.

जो कुगुरु कुदेव कुधर्म सेव, पोषैं चिर दर्शनमोह एव ।
अंतर रागादिक धरैं जेह, बाहर धन अंबरतें सनेह ॥
धारैं कुलिंग लहि महत भाव, ते कुगुरु जन्म जल उपलनाव ।

સેવ=સેવા કરે-માને
પોષૈં=મજબુત કરે
દર્શનમોહ=મિથ્યાત્વ
અંબર=કપડું
કુલિંગ=ખોટા વેશ
ઉપલ=પત્થર
અંતર=મનમાં
સનેહ=મોહ

**ભાવાર્થ**—જે કુગુરૂ, કુદેવ, અને કુધર્મને માને છે, તે મિથ્યાત્વને મજબૂત કરે છે. અંતરમાં તો જે રાગ દ્વેષ વગેરે રાખે છે અને બહારથી કપડાં વગેરે ઉપર મોહ રાખે છે, ૯. ખોટા વેશ ધારણ કરે છે, અને પોતાને મોટા માને છે, તે બધા કુગુરૂઓ છે અને તે પત્થરની નાવ જેવા છે.

**जे रागद्वेषमलकरि मलीन, वनिता-गदादिजुत चिह्न चीह्न।**
**ते हैं कुदेव तिनकी जु सेव, शठ करत न तिन भव-भ्रमण छेव॥**

મલીન=મેલા
વનિતા=સ્ત્રી
ગદાદિ=ગદા વગેરે
શઠ=મૂર્ખ
ભવ=સંસાર
છેવ=કાપવું

**ભાવાર્થ**—જે દેવો રાગ દ્વેષ રૂપી મેલથી મેલા છે, સ્ત્રી ગદા વગેરે હથિયારો રાખે છે, (૧૦.) તે બધા કુદેવો છે. તેને જે સેવે છે, તે સંસારના ભ્રમણને કાપી શકતો નથી.

**रागादि भावहिंसा समेत, दर्वित त्रस थावर मरण खेत।**
**जे क्रिया तिन्हैं जानहु कुधर्म, तिन सरधैं जीव लहै अशर्म।११।**
**याकूं गृहितमिथ्यात जान, अब सुन गृहीत जो है अज्ञान।१२।**

ભાવહિંસા=મન દુખાવવું
સરધૈ=માને
અશર્મ=દુઃખ
યાકું=એને
અજ્ઞાન=મિથ્યાજ્ઞાન

**હિંસાના બે પ્રકાર**—૧-ભાવ હિંસા=રાગદ્વેષ ક્રોધ માન માયા લોભ વગેરે કરવો તે. ૨-દ્રવ્ય હિંસા=ત્રસ સ્થાવર જીવોનો ઘાત કરવો તે.

ભાવાર્થ—જે કામોમાં રાગદ્વેષ વગેરે ભાવ પેદા થાય તે ભાવ હિંસા છે અને ત્રસ સ્થાવર જીવોનો ઘાત કરવો તે દ્રવ્ય હિંસા છે. (૧૧) એવી રીતે જેમાં હિંસા થાય છે અને ધર્મ માને છે, એ ક્રિયાને કુધર્મ કહે છે. એ કુધર્મને માને છે તે દુઃખ પામે છે, એવી રીતે એને ગૃહિત મિથ્યાત્વ જાણો. હવે જે અગૃહિત મિથ્યાત્વ છે તે સાંભળો. ૧૨.

**एकान्तवाद–दूषित समस्त, विषयादिक पोषक अप्रशस्त।**
**कापिलादिरचित श्रुतका अभ्यास, सो है कुबोध बहु देन त्रास ॥१३॥**

| | | |
|---|---|---|
| એકાન્તવાદ=એકાન્ત પક્ષથી | દૂષિત=દોષિત થયેલાં | સમસ્ત=બધાં, સર્વે |
| વિષયાદિક=વિષય કષાય વગેરે | પોષક=દૃઢ કરનારાં | અપ્રશસ્ત=ખોટાં |
| કપિલાદિ=કપિલ વગેરેનાં | કુબોધ=મિથ્યાજ્ઞાન | રચિત=રચેલાં |
| શ્રુતકા=શાસ્ત્રનો | અભ્યાસ=ભણવું | દેન=દેનાર |

ભાવાર્થ—જે શાસ્ત્રો એકાન્ત પક્ષથી દોષિત થયેલાં છે, જે વિષય કષાય વગેરે દૃઢ કરનારાં છે, જે કપિલ વગેરેનાં રચેલાં છે, એવાં સર્વે ખોટાં શાસ્ત્રોને ભણવાં તે બધું મિથ્યાજ્ઞાન છે. અને તે બહુ દુઃખ દેનાર છે. ૧૩.

**जो ख्याति लाभ पूजादि चाह, धरि करन विविध विध देह दाह।**
**आतम अनात्मके ज्ञान हीन, जे जे करनी तन करन छीन ॥१४॥**

| | | |
|---|---|---|
| ખ્યાતિ=નામ | વિવિધ=અનેક પ્રકારે | કરણી=કાર્ય |
| અનાતમ શરીર વગેરે | જ્ઞાનહીન=જ્ઞાન વગર | છીન=નાશ કરનારી |

ભાવાર્થ—જે પોતાના નામ માટે, પૈસા ટકાના લાભ માટે અને પોતાના પૂજા-પ્રતિષ્ઠાની ઇચ્છા મનમાં ધારીને અનેક પ્રકારે શરીરને બાળે છે, તથા આત્મા અને શરીરના

જ્ઞાન વગર જે અધર્મ કાર્ય કરે છે તે બધાં શરીરને નાશ કરનારાં છે. એ બધું ગૃહિત મિથ્યાચારિત્ર છે. ૧૫.

**तै सब मिथ्याचारित्र त्याग, अब आतमके हित-पंथ लाग ।**
**जगजाल भ्रमणको देय त्याग, अब "दौलत" निज आतम सुपाग ॥ १५**

ત્યાગ=છોડી દે પાગ=લીન થા પંથ=માર્ગ નિજ આતમ=પોતાના આત્મામાં

**ભાવાર્થ**—(તથા ભભુતિ લગાવવી, પંચાગ્નિ તપવી, નખ કેશ વધારવા) તે બધું મિથ્યાચારિત્ર ત્યાગી દે અને હવે આત્માના કલ્યાણના માર્ગમાં લાગ અને આ જગતની ભ્રમણા-જાળને ત્યાગી દઈને હવે હે દોલતરામ! પોતાના આત્મમાં લીન થા. ૧૫.

## બીજી ઢાળનો સારાંશ.

આ સંસારની ચારે ગતિયોમાં ફેરવનાર મિથ્યા દર્શન, મિથ્યા જ્ઞાન અને મિથ્યા ચરિત્ર છે, તેજ બહુ દુઃખ દેનારાં છે. એ ત્રણના બે ભેદ છે-૧ ગૃહિત અને ૨ અગૃહિત. જે અનાદિ કાળથી આત્માની સાથે સ્વભાવથીજ હોય તે તો અગૃહિત છે અને જે આ ભવમાં ગ્રહણ કર્યું હોય તે ગૃહિત છે.

આત્મા અને શરીરને એક નિશ્ચય કરવા તે અગૃહિત મિથ્યા દર્શન છે. આત્મા અને શરીરનો ભેદ ન સમજવો તે અગૃહિત મિથ્યા જ્ઞાન છે. રાત દહાડો ખાવા પીવામાં અને વિષયોમાં મન લગાડવું તે અગૃહિત મિથ્યા ચારિત્ર છે, એવી રીતે અગૃહિત મિથ્યાત્વનું સ્વરૂપ છે. કુદેવ, કુગુરૂ, કુધર્મને સાચા માનવા તે ગૃહિત મિથ્યા દર્શન છે,

વિષયકષાયોને વધારનારાં શાસ્ત્રો ભણવાં તે ગૃહિત મિથ્યા ચારિત્ર છે—એવી રીતે ગૃહિત મિથ્યા જ્ઞાન છે.

એ ત્રણેને છોડીને આત્માનું ભલું કરવું એ બીજી ઢાલનો સાર છે.



## ત્રીજી ઢાલ-( નરેંદ્ર છંદ-જોગીરાસા. )

आतमको हित है सुख सो सुख, आकुलता–विन कहिये ।
आकुलता शिवमांही न तातें, शिवमग लाग्यौ चहिये ॥
सम्यकदर्शन–ज्ञान–चरन शिव,-मग सो दुविधि विचारो ।
जो सत्यारथ-रूप सो निश्चय, कारण सो व्यवहारो ॥१॥

આકુલતાવિન=નિરાકુલતા આકુલતા=ચિંતા શિવમાંહી=મોક્ષમાં
ચરણ=ચારિત્ર નિરાકુલતા=આકુલતા ન હોય તે
શિવમગ=મોક્ષ માર્ગ ચહિયે=જોઇએ દુવિધિ=બે પ્રકારનો.

**ભાવાર્થ:**—આત્માનું ભલું સુખ છે, તે સુખ નિરાકુલતાને કહીએ. આકુલતા મોક્ષમાં નથી, તેથી મોક્ષમાર્ગમાં લાગવું જોઇએ. સમ્યગ્ દર્શન, સમ્યગ્ જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર એ ત્રણ મોક્ષનો માર્ગ છે અને તે મોક્ષમાર્ગ ૨ પ્રકારનો છે–૧ નિશ્ચય. ૨ વ્યવહાર. જે સત્ય સ્વરૂપ છે તે નિશ્ચય મોક્ષ માર્ગ છે. અને જે નિશ્ચયનું કારણ છે તે વ્યવહાર મોક્ષ માર્ગ છે. ૧.

पर द्रव्यनतें भिन्न आपमें, रुचि सम्यक्त भला है ।
आप रूपको जानपनो सो, सम्यकज्ञान कला है ॥

**आप रूपमें लीन रहे थिर, सम्यकचारित सोई ।**
**अब विवहार मोख–मग सुनिये, हेतु नियतको होई ॥२॥**

परद्रव्यनतें=બીજાં દ્રવ્યોથી
भिन्न=જુદો
रुचि=શ્રદ્ધાન
मोखमग=મોક્ષ માર્ગ
नियत=નિશ્ચય
आपमें=આત્મામાં

**ભાવાર્થ:**—બીજાં દ્રવ્યોથી આત્માને જુદો જાણીને પોતાના આત્માનું શ્રદ્ધાન કરવું તે નિશ્ચય સમ્યગ્દર્શન છે. પોતાના આત્માના સ્વરૂપને જાણવું તે નિશ્ચય સમ્યગ્જ્ઞાન છે, અને આત્માના સ્વરૂપમાં લીન રહેવું-સ્થિર થવું તે નિશ્ચય સમ્યક્ ચારિત્ર છે. હવે વ્યવહાર મોક્ષમાર્ગ કહું છું તે સાંભળો. તે નિશ્ચયનું કારણ છે. ૨.

**जीव अजीव तत्व अरु आश्रय, बंध रु संवर जानो ।**
**निर्जर मोक्ष कहे जिन तिनकों, ज्योंको त्यों सरधानो ॥**
**है सोई समकित व्यवहारी, अब इन रूप बखानौं ।**
**तिनको सुन सामान्य विशेषै, दिढ़ प्रतीति उर आनो ॥३॥**

अरु=અને
ज्यों=જેવી રીતે
दिढ प्रतीति=પાકું શ્રદ્ધાન
त्यों=તેવી રીતે
उर=મન
सामान्य=વસ્તુ સાધારણ સ્વરૂપ
विशेषै=વસ્તુનું વિશેષ સ્વરૂપ

**ભાવાર્થ**—જીવ, અજીવ, આશ્રવ, બંધ, સંવર, નિર્જરા અને મોક્ષ એ ૭ તત્વ જિનેંદ્ર ભગવાને જેવી રીતે કહ્યાં છે, તેવી રીતે શ્રદ્ધાન કરવાં તે વ્યવહાર સમ્યગ્દર્શન છે, હવે એનું સામાન્ય અને વિશેષ સ્વરૂપ કહું છું તે સાંભળો અને પાકું શ્રદ્ધાન મનમાં લાવો. ૩.

**बहिरातम अंतरआतम पर-मातम जीव त्रिधा है।**
**देह जीवको एक गिनै बहि,-रातम तत्व मुधा है॥**
**उत्तम मध्यम जघन्य त्रिविधके, अंतरआतम ज्ञानी।**
**द्विविध संग विन शुध उपयोगी, मुनि उत्तम निज ध्यानी।४।**

બહિરાતમ=મિથ્યાદૃષ્ટિ અંતરઆતમ=સમ્યક્ જ્ઞાની ત્રિવિધ=૩ પ્રકારના દ્વિવિધ=૨ પ્રકારના ત્રિધા=૩ પ્રકારના મુધા=મૂર્ખ સંગ=પરિગ્રહ ઉપયોગી=પરિણામી નિજધ્યાની=આત્મધ્યાની

**ભાવાર્થ:**—બહિરાત્મા, અંતરાત્મા, અને પરમાત્મા એમ જીવ ૩ પ્રકારના હોય છે. તેમાં જે શરીર અને આત્માને એક ગણે છે તે તત્વોથી અજાણ બહિરાત્મા (મિથ્યાદૃષ્ટિ) જીવ છે. ઉત્તમ, મધ્યમ, અને જઘન્ય એમ અંતરાત્મા ૩ પ્રકારના છે, તેમાં બંને પ્રકારના પરિગ્રહ વગરના, શુદ્ધ પરિણામી અને આત્મધ્યાની મુનિરાજ ઉત્તમ અંતરાત્મા છે. ૪.

**૨ પ્રકારના પરિગ્રહ.**

**૧૪ પ્રકારના અંતરંગ**—૧ મિથ્યાત્વ=તત્ત્વોનું અશ્રદ્ધાન ૨ ક્રોધ=(ગુસ્સો) ૩ માન=(અભિમાન) ૪ માયા=(કપટ) ૫ લોભ=(અસંતોષ) ૬ હાસ્ય=(હસવું તે) ૭ રતિ=(પ્રીતિ) ૮ અરતિ=(અરૂચી) ૯ શોક=(દિલગીરી) ૧૦ ભય=(બીક) ૧૧ જુગુપ્સા=(ગ્લાનિ) સુગ ૧૨ સ્ત્રીવેદ=(પુરૂષના ભાવ) ૧૩ પુરૂષ વેદ=(સ્ત્રીના ભાવ) ૧૪ નંપુસંક વેદ=(સ્ત્રી પુરૂષ બંનેના ભાવ.)

**૧૦ પ્રકારના બાહિરંગ (બહારના)**—૧ ક્ષેત્ર=ખેતર, ૨ વાસ્તુ=ઘર, ૩ હિરણ્ય=રૂપું, ૪ સુવર્ણ=સોનું, ૫ ધન=ગાય ભેંસ વગેરે ઢોર, ૬ ધાન્ય=અનાજ, ૭ દાસી=નોકરી કરનાર બાઇ, ૮ દાસ=નોકર, ૯ કુપ્ય=કપડાં વગેરે, ૧૦ ભાન્ડ=વાસણ વગેરે.

मध्यम अंतरआतम हैं जे, देशव्रती आगारी।
जघन कहे अविरत समदृष्टी, तीनों शिवमग चारी।
सकल निकल परमातम द्वै विधि, तिनमें घाति निवारी।
श्रीअरहंत सकल परमातम, लोकालोक निहारी ॥५॥

દેશવતી=૧૨ વ્રત પાળનાર શ્રાવક નિકલ=શરીર વગરના
આગારી=ગૃહસ્થી સકલ=શરીર સહિત ચારી=ચાલનારા
નિવારી=દૂર કરનારા નિહારી=જોનારા ઘાતિ=૪ ઘાતિયાં કર્મ
અવિરત સમદૃષ્ટિ=૧૨ વ્રત નિયમથી ન પાળે તે

**૪ ઘાતિયાં કર્મ=જે આત્માના સ્વભાવનો ઘાત કરે તે.** ૧ જ્ઞાનાવરણી=જ્ઞાનને રોકે તે. ૨ દર્શનાવરણી=દર્શનને રોકે તે. ૩ મોહનીય=મોહ કરાવે તે. ૪ અંતરાય=વિઘ્ન કરે તે.

**ભાવાર્થ:**—જે ગૃહસ્થી (૧૨ વ્રત પાળનાર) શ્રાવક છે તે મધ્યમ અંતરાત્મા છે. જે અવ્રત સમ્યગ્દૃષ્ટિ છે તે જઘન્ય અંતરાત્મા છે, એ ત્રણે મોક્ષ-માર્ગમાં ચાલનારા છે. સકલ અને નિકલ એવી રીતે પરમાત્મા ૨ પ્રકારના છે તેમાં ૪ ઘાતિયાં કર્મને દૂર કરનારા, લોક અલોકને જોનારા અરહંત ભગવાન તે શરીર સહિત સકલ પરમાત્મા છે. ૫.

ज्ञानशरीरी त्रिविधिकर्म-मल,-वर्जित सिद्ध महंता।
ते हैं निकल अमल परमातम, भोगैं शर्म अनंता॥
बहिरातमता हेय जानि तजि, अंतर आतम हूजै।
परमातमको ध्याय निरंतर, जो नित आनंद पूजै ॥६॥

વર્જિત=રહિત (વિનાના)  બહિરાતમમા=બહિરાતમપણાને
અમલ=નિર્મલ  શર્મ=સુખ  હૂજૈ=થાઓ  ધ્યાય=ધ્યાન ધરીને
નિરતંર=હંમેશ  હેય=છોડવાલાયક

**ભાવાર્થ:—જેને (સિદ્ધ ભગવાને) જ્ઞાન એજ શરીર છે, જે ૩ પ્રકારના કર્મના મેલથી રહિત છે, અને અનંતા સુખ ભોગવે છે, એવા સિદ્ધ ભગવાન નિકલ પરમાત્મા છે. બહિરાતમપણાને છોડવા લાયક જાણીને તજીદો અને અંતરાત્મા થાઓ તથા પરમાત્માનું ધ્યાન ધરીને હમેશાં આનંદમાં રહો. ૬.**

**૩ પ્રકારનાં કર્મ.**

૧ દ્રવ્યકર્મ=જ્ઞાનાવરણીય વગેરે ૮ કર્મ. ૨ ભાવકર્મ=રાગદ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ વગેરે. ૩ નોકર્મ.

**નોકર્મ ૩ પ્રકારનાં.**

૧ ઔદારિક શરીર=નાશવંત સ્થુલ શરીર (મનુષ્ય પશુને હોય છે)

૨ વૈક્રિયક શરીર=જેવું શરીર કરવું હોય તેવું થાય (દેવ અને નારકાઓને.)

૩ આહારક શરીર=ઋદ્ધિધારી મુનિઓને પદાર્થમાં કંઇ શંકા થાય ત્યારે મુનિના મસ્તકમાંથી નીકળી કેવલીના દર્શન કરી પાછું મુનિનાં શરીરમાં પેસી જાય છે અને તેથી શંકા દૂર થાય છે.

**૮ કર્મ બે પ્રકારનાં.**

૪ ઘાતીયાં કર્મ=જે આત્માના સ્વભાવનો ઘાત કરે તે (૫ મા છંદમાં.) ૪ અઘાતીયાં કર્મ=૧ આયુ-(ચારે ગતિઓના શરીરમાંથી એક ગતિમાં રોકી રાખે તે), ૨ નામ (શરીરનાં આંગોપાંગ બનાવે તે), ૩ વેદની (સુખ દુઃખ આપે તે), ૪ ગોત્ર (ઊંચ કુળમાં જન્મ આપે તે)

**चेतनता विन सो अजीव है, पंच भेद ताके हैं ।**
**पुदगल पंच, वरन रस पन, गंध दु फरस वसु जाके हैं ॥**

जिय पुद्गलको चलन सहाई, धर्मद्रव्य अनरूपी।
तिष्ठत होय अधर्म सहाई, जिन बिन मूर्ति निरूपी ॥७॥

ચેતના=જ્ઞાન દર્શન તાકે=તેના વસુ=આઠ દ્વ=બે જિન=જિનેશ્વર
અનરૂપી=રૂપ વગરનું (અરૂપી) તિષ્ઠત=રોકવામાં નિરૂપી=કહી છે ફરસ=સ્પર્શ
પુદ્ગલ=જે પુરાઈ જાય અને ગળાઈ જાય અર્થાત્ જેનાં પરમાણું
મળી જાય અને છુટા થઈ જાય તે. એનાં ૨૦ ગુણ હોય છે.
પંચ વરણ=પાંચ રંગ (લીલો, લાલ, કાળો, પીળો અને સફેદ)
પંચ રસ=પાંચ રસ (ખાટો, મીઠો, તીખો, કડવો, અને કષાયલો)
વસુ ફરસ=૮ સ્પર્શ (ગરમ, ઠંડો, હલકો, ભારી, કોમલ, કઠોર, લુખો, અને ચીકણો)
દો ગંધ=બે પ્રકારની ગંધ (સુગંધ અને દુર્ગંધ)

ભાવાર્થ—જેમાં ચેતના એટલે જાણવા જોવાની શક્તિ ન હોય તે અજીવ છે. એના પાંચ ભેદ (પ્રકાર) છે. (પુદ્ગલ, ધર્મ, અધર્મ, આકાશ અને કાલ). પહેલો ભેદ–પુદ્ગલમાં ૫ રંગ, ૫ રસ, ૨ ગંધ અને ૮ સ્પર્શ હોય એવા ૨૦ ગુણ હોય છે. બીજો ભેદ અધર્મ દ્રવ્ય છે, જે જીવ અને પુદ્ગળને ચાલવામાં સહાય કરે છે અને મૂર્તિ રહિત (અરૂપી) છે. ત્રીજો ભેદ અધર્મ દ્રવ્ય છે, જે જીવ અને પુદ્ગલને જ્યારે તે પોતપોતાની મેળે રોકાઈ જાય છે ત્યારે તેને રોકવામાં સહાય કરે છે. એને પણ જિનેંદ્ર ભગવાને અમૂર્તિક કહ્યું છે. ૭.

सकल द्रव्यको वास जासमें, सो आकाश पिछानो।
नियत वर्त्तना निशदिन सो व्यव,—हार काल परि मानो॥
यों अजीव अब आश्रव सुनिये, मन-वचन-काय त्रियोगा।
मिथ्या अविरत अरु कषाय पर,-माद सहित उपयोगा॥८॥

| | | |
|---|---|---|
| સકલ=સર્વે | પિછાનો=જાણો | યોં=એવી રીતે |
| વાસ=રહે છે | નિયત=નિશ્ચય | ઉપયોગ=ભાવ |
| જાસમેં=જેમાં | વર્તના=ફેરફાર | નિશદિન=રાત્રિ દિવસ |

**ભાવાર્થ**—ચોથો ભેદ આકાશ દ્રવ્ય છે, જેની અંદર સર્વે દ્રવ્યો રહે છે (ત્રણે લોક આકાશની અંદર છે). પાંચમો ભેદ કાળ દ્રવ્ય છે, તે બે પ્રકારે છે. પહેલો નિશ્ચય કાળ જેનું સ્વરૂપ સર્વે દ્રવ્યોને પરિવર્તન થવામાં મદદ કરવાનું છે. બીજો વ્યવહાર કાળ જે રાત દિવસ, ઘડી, પહોર, મીનીટના નામથી મનાય છે. એ પાંચ પ્રકારના અજીવ છે, (એમાં જીવ દ્રવ્ય મેળવવાથી છ દ્રવ્ય કહેવાય છે). ત્રીજું તત્ત્વ આશ્રવ છે એનું સ્વરૂપ સાંભળો. કર્મોનું આત્માની પાસે આવવું અને જે કારણ માટે આવવું તે આશ્રવ છે, મન વચન અને કાયા એ ત્રણેનું હાલવું તે યોગ છે અને એથીજ કર્મનો આશ્રય થાય છે. ૨૫ મિથ્યાત્વ, ૧૨ અવિરત (વ્રત ન પાળવું તે), ૨૫ કષાય (ક્રોધાદિ) અને ૧૫ પ્રમાદ (આળસ) એ ૫૭ સહિત ઉપયોગ અર્થાત્ આત્માનો ભાવ છે. ૮.

ये ही आतमको दुख कारण, तातैं इनको तजिये ।
जीव प्रदेश बंधे विधिसों सो, बंधन कबहुं न सजिये ॥
शम-दमतें जो कर्म न आवै, सो संवर आदरिये ।
तपबलतें विधि-झरन निरजरा, ताहि सदा आचरिये ॥९॥

| | | |
|---|---|---|
| યેહી=એજ | ઇનકો=એને | વિધિ=કર્મ (આઠે) |
| તપ=ઇચ્છાઓને રોકીને ધ્યાન કરવું | | કબહું=કદિપણ |
| ઝરન=ખપવું | તાહિ=તેને | ન સજિએ=ન કરીએ |
| શમ=સમતા (કષાયોને ઓછા કરવા) | | દમ=ઇંદ્રિયોને મન વશ રાખવું તે |

**ભાવાર્થ:**—એ બાવન આશ્રવ (ભાવ) આત્માને દુઃખ દેવાવાળા છે એ માટે એને છોડવા જોઇએ. એજ ભાવોના કારણથી જીવના પ્રદેશ (સ્થાન) કર્મોથી બંધાઇ જાય છે. (એજ ચોથા બંધ તત્વનું સ્વરૂપ છે) માટે હે ભાઇ! એવું બંધન કદિ કરવું નહીં જોઇએ. શમ અને દમથી આવતા કર્મ રોકાય છે તે પાંચમા સંવર તત્વનું સ્વરૂપ છે. એનો આદર (સત્કાર) કરવો જોઇએ. તપના બળથી કર્મોનું ખરવું એટલે આત્માથી જુદા થવું તે છઠ્ઠી નિર્જરા તત્વનું સ્વરૂપ છે. આ સંવર અને નિર્જરા તત્વોને નિત્ય કામમાં લાવવાં જોઇએ. ૯.

सकल करमतें रहित अवस्था, सो शिव थिर सुखकारी ।
इहिविधि जो सरधा तत्त्वनकी, सो समकित व्यवहारी ॥
देव जिनेंद्र गुरू परिग्रह विन, धर्म दयाजुत सारौ ।
येहु मान समकितका कारन, अष्ट-अंग-जुत धारौ ॥१०॥

રહિત=વિના-વગર થિર=નિત્ય યહવિધિ=એવી રીતે શિવ=મોક્ષ
અવસ્થા=દશા-હાલત યેહુ=એને અષ્ટઅંગ=૮ અંગ

**ભાવાર્થ:**—સર્વે (આઠે) કર્મોનાં છુટી જવાથી જે આત્માની દશા થઇ જાય છે તે મોક્ષ છે જે સદા સ્થિર અર્થાત્ એકરૂપ અને સુખદાયી છે. આ સાતમા મોક્ષતત્વનું સ્વરૂપ છે. એ પ્રમાણે સાતે તત્વોનું શ્રદ્ધાન કરવું તે સમગ્ દર્શન છે. શ્રી જિનેંદ્ર અરિહંત ભગવાન દેવ, ૨૪ પ્રકારના પરિગ્રહથી રહિત ગુરૂ અને દયામયી ધર્મ એ ત્રણે પણ સમ્યગ્દર્શનનાં કારણ છે. એ સમ્યક્તને આઠ અંગ સહિત ધારણ કરો. ૧૦.

वसु मद टारी निवारि त्रिशठता, षट् अन यतन त्यागौ ।
श [illegible]ादिक वसु दोष विना, संवगादि[illegible] चित पागौ ॥
अष्ट अंग अरु दोष पचीसों, तिन संक्षेपहु कहिये ।
विन जानेतें दोष गुननकों कैसे तजिये गहिये ॥११॥

વસુ મદ=આઠ મદ  ષટ્ અનાયતન=૬ અધર્મનાં ઠેકાણું
ત્રિશઠતા=ત્રણ મૂઢતા  કૈસે=કેવી રીતે  ગહિયે=ગ્રહણ કરિયે.

**ભાવાર્થ:**—૮ મદ, ૩ મૂઢતા, ૬ અનાયતન, અને શંકાદિક ૮ દોષ એવા ૨૫ દોષને છોડીને સંવેગ વગેરે ગુણોને ચિત્તમાં ધારણ કરો. હવે સમ્યક્ત્વનાં ૮ અંગ અને ૨૫ દોષોનું સ્વરૂપ ટુંકામાં કહું છું કેમકે તે દોષ અને ગુણ જાણ્યા વગર કોઇપણ દોષોને કેવીરીતે છોડે અને ગુણોને ગ્રહણ કરે ? ૧૧.

जिन-वचमें शङ्का न धार वृष, भव-सुख-वांछा भानै ।
मुनि-तन मलिन न देख घिनावै, तत्त्व [illegible]तत्त्व पिछानै ॥
निजगुन अरु पर औगुन ढाँकै, वा निजधर्म बढावै ।
कामादिककर वृषतें चिगते, [illegible] सु दिढावै ॥१२॥

વચ=વચન  વૃષ=ધર્મ  ધિનાવે=ગ્લાનિ કરે  મલિન=મેલું
શંકા=સંશય  ભાનૈ=દૂર કરે  બઢાવૈ=વધારે  ચિગતે=ડગતાં
કામાદિક=કામ વગેરેથી  પરકે=બીજાને  દિઢાવે=સ્થિર કરે

**ભાવાર્થ**—હવે આઠો અંગોનું સ્વરૂપ કહે છે:—

૧—જિનેશ્વર ભગવાનનાં કહેલાં વચનોમાં શંકા ન કરવી તે નિ:શંકિત અંગ છે.

૨—ધર્મસેવન કરીને સંસારનાં સુખોની વાંચ્છા ન કરવી તે નિઃકાંક્ષિત અંગ છે.

૩—મુનિ મહારાજ કે બીજા ધર્માત્માનું શરીર મેલું જોઈને ગ્લાનિ ન કરવી તે નિર્વિચિકિત્સા અંગ છે.

૪—ખોટાં અને ખરાં તત્વને પીછાનીને ખોટાં તત્વો ( મૂઢતા )ને છોડી દેવાં તે અમૂઢદૃષ્ટિ અંગ છે.

૫—પોતાના ગુણ અને પારકાના દોષ (અવગુણ) ઢાંકવા (છુપાવવા) અથવા પોતાના ધર્મને વધારવો તે ઉપ-ગૂહન અંગ છે.

૬—કામ વગેરે કોઈ કારણને વશ થઈ ધર્મથી કોઈનું ચિત્ત ડગી જતું હોય તેને ધર્મમાં સ્થિર કરવો તે સ્થિતિકરણ અંગ છે. ૧૨.

धर्मीसों गउ-वच्छ-प्रीतिसम, कर निजधर्म दिपावै ।
इन गुनतें विपरीत दोष वसु, तिनकों सतत खिपावै ॥
पिता भूप वा मातुल नृप जो, होय न तो मद ठानै ।
मद न रूपको मद न ज्ञानको, धन बलको मद भानै ॥१३॥

ધર્મીસોં=ધર્માત્મા ઉપર ગૌ=ગાય વચ્છ=વાછરડું સમ=પેઠે દિપાવૈ=શોભાવે પિતા=બાપ ભુપ=રાજા ઇન ગુનતેં=એ ગુણથી સતત=હમેશાં પ્રીતિ=પ્રેમ ખિપાવૈ=દૂર કરે ભાનૈ=દૂર કરે માતુલ=મામા ઠાનૈ=રાખે.

**ભાવાર્થ**—૭-જેમ ગાય પોતાના વાછરડા ઉપર પ્રીતિ રાખે છે, તેવીજ રીતે ધર્મ ઉપર અને ધર્માત્માઓ ઉપર પ્રીતિ રાખવી તેને વાત્સલ્ય અંગ કહે છે.

૮—જૈન ધર્મનો મહીમા જેમ બને તેમ વધારવો તેને પ્રભાવના અંગ કહે છે. એ સમ્યકત્વના ૮ અંગોથી ઉલટા શંકાદિ ૮ દોષ છે જે ૨૫ દોષોમાં ગર્ભિત છે તેને સદા દૂર કરો.

હવે આઠ મદ કહે છે:—

૧—કુળમદ-પોતાનો પિતા રાજા હોય તેનો ગર્વ કરવો તે.
૨—જાતિમદ-પોતાના મામા રાજા હોય તેનો ગર્વ કરવો તે.
૩—રૂપમદ-પોતાનું શરીર સુંદર હોય તેનો ગર્વ કરવો તે.
૪—જ્ઞાનમદ-પોતે જ્ઞાનવાન હોય તેનો ગર્વ કરવો તે.
૫—ધનમદ-પોતાની પાસે ધન વધુ હોય તેનો ગર્વ કરવો તે.
૬—બલમદ-પોતે બળવાન હોય તો પોતાની તાકાતનો ગર્વ કરવો તે. ૧૩.

तपको मद न मद जु प्रभुताको, करै न सो निज जानै ।
मद धारै तौ यही दोष वसु, समकितको मल ठानै ॥
कुगुरु-कुदेव-कुवृष-सेवककी, नहिं प्रशंस उचरै है ।
जिनमुनि जिनश्रुति विन कुगुरादिक, तिन्हें न नमन करै है ।१४।

મદ=અભિમાન-અંહકાર ઠાનૈ=કરે કુવૃષ=કુધર્મ
પ્રભુતા=મોટાઇ ધારૈ=કરે પ્રશંસા=વખાણ ઉચરે=કહે
જિનશ્રુતિ=જિનવાણી (શાસ્ત્ર) સેવક=માનનારા

ભાવાર્થ:—૭-તપમદ-પોતે ઘણી તપસ્યા કરતો હોય તો તેનો ગર્વ કરવો તે.
૮—પ્રભુતા મદ-પોતાની આજ્ઞા ઘણી ચાલતી હોય તો તેનો ગર્વ કરવો તે.

પોતાના આત્માને જુદો જાણીને ઉપલા આઠ મદ નહી કરવા જોઇએ. જો ગર્વ કરે તો એજ આઠ દોષ સમ્યક્ત્વને મેલું કરે છે. હવે છ અનાયતન કહે છે—ખોટા ગુરૂ, ખોટા દેવ, ખોટા ધર્મ અને એ ત્રણેના સેવક એ છ ધર્મનાં આયતન (સ્થાન) નથી. એની પ્રશંસા નહી કરવી જોઇએ. જો પ્રશંસા કરે તો એજ છ દોષ થઇ જશે.

હવે ત્રણ મૂઢતા કહે છે—જિન ભગવાન અરિહંત, નિર્ગ્રંન્થ મુનિ અને અરિહંતનું કહેલું શાસ્ત્ર એ સિવાય રાગી દેવ, પાખંડી ગુરૂ, ખોટાં શાસ્ત્ર અને ખોટા ધર્મને સમ્યક્ત્વી નમસ્કાર કરતો નથી. જો નમન કરે તો એ ત્રણ દોષ લાગે છે. (આ પ્રમાણે ૨૫ દોષ પુરા થયા). ૧૪.

दोषरहित गुनसहित सुधी जे, सम्यकदरश सजै हैं ।
चरितमोहवश लेश न संजम, पै सुरनाथ जजै हैं ।।
गेहीं पै गृहमें न रचें ज्यौं, जलमें भिन्न कमल है ।।
नगरनारिको प्यार यथा, कादेमें हेम अमल है ।।१५।।

| | | |
|---|---|---|
| સુધી=બુદ્ધિમાન | સંજમ=વ્રત ઉપવાસ | પૈ=પણ |
| સજે હૈ=પાળે છે | સુરનાથ=ઇંદ્ર | જજૈ હૈ=પૂજે છે |
| લેસ=જરાપણ | નગરનારી=વેસ્યા | જલ=પાણી |
| ગેહી=ગૃહસ્થી | રચે=લીન થાય | પ્યાર=હેત-ભાવ |
| રાહત=ન હોય તે | સહિત=સાથે-હોય તે | હેમ=સોનું. |

ભાવાર્થ:—જે બુદ્ધિમાન ૨૫ દોષરહિત અને ૮ અંગ સહિત સમ્યગ્દર્શન પાળે છે તે (સમ્યગ્દ્રષ્ટિ) ચારિત્ર મોહનીય (કર્મ) ને વશ હોવાથી વ્રત ઉપવાસ થોડા પણ ન કરી શકે તોપણ તે સમ્યકદ્રષ્ટિની ઇન્દ્ર મહારાજ પૂજા

કરે છે. જો કે તે ગૃહસ્થી છે, તોપણ ઘરમાં લીન થઈ જતો નથી. જેમકે પાણીમાં કમળ જુદું રહે છે, તેમ તે રહે છે. ઘર સાથે તેની પ્રીતિ વેશ્યાની પ્રીતિ જેવી રહે છે જે કદિ સ્થિર રહેતી નથી, જેવી રીતે કાદવમાં સોનું નિર્મલ રહે છે, તેવી રીતે ઘરમાં રહેવા છતાં પણ તે ગૃહસ્થી નિર્મલજ રહે છે. ૧૫.

प्रथम नरक विन षट् भू ज्योतिष, वान भवन खंड नारी ।
थावर विकलत्रय पशुमें नहिं, उपजत सम्यकधारी ॥
तीनलोक तिंहुकालमाहिं नहिं, दर्शनसों सुखकारी ।
सकल धरमको मूल यही इस,–विन करनी दुखकारी ॥१६॥

ષટ્ ભૂ=છ પૃથ્વી (છ નરક) વિકલત્રય=૨ ઇંદ્રિય, ૩ ઇંદ્રિય, ૪ ઇંદ્રિય જીવ
વાન=વ્યંતર દેવ નારી=સ્ત્રી તિહુંકાલ=૩ કાલ (ભૂત, ભવિષ્ય અને વર્તમાન)

ભાવાર્થ—સમ્યગ્દર્શનધારી જીવ આટલી જગ્યાએ મરીને નથી જતો–પહેલા નરક વગર ૬ નરકોમાં, જ્યોતિષી દેવમાં, વ્યંતર દેવોમાં, ભવનવાસી દેવોમાં, નપુંસકોમાં, સ્ત્રીની પર્યાયમાં, સ્થાવર એકેંદ્રિયોમાં અને વિકલત્રય (બે, ત્રણ અને ચાર ઇંદ્રિય જીવો) પશુઓમાં. ૩ લોકમાં અને ૩ કાળમાં સમ્યગ્દર્શન જેવું કોઇ સુખકારી નથી. સર્વ ધર્મનું મૂળ એ સમ્યગ્દર્શનજ છે. એના વગર જેટલી ક્રિયાઓ છે તે સર્વ દુખકારી છે. ૧૬.

मोक्षमहलकी परथम सीढ़ी, या विन ज्ञान चरित्रा ।
सम्यक्ता न लहै सो दर्शन, धारौ भव्य पवित्रा ।

'दौल' समझ सुन चेत सयाने, काल वृथा मत खोवै ।
यह नरभव फिर मिलन कठिन है, जो सम्यक् नहिं होवै ॥१७॥

સીઢી=નીરસણી યા=એના સમ્યક્તા=સત્યપણું કાલ=વખત
વૃથા=નકામો ફિર=ફરીને હોવૈ=થાય દર્શન=સમ્યગ્ દર્શન
સયાને=ડાહ્યા (શાણો) મતખોવૈ=ખોય નહિ સમ્યક્=સમકિત-સમ્યગ્દર્શન

ભાવાર્થઃ—આ સમ્યગ્દર્શન મોક્ષરૂપી મહેલમાં ચઢવાની નિરસણી છે. એના વગર જ્ઞાન અને ચારિત્રને સમ્યક્પણું એટલે સત્યપણું પ્રાપ્ત થતું નથી એટલે મિથ્યા જ્ઞાન અને મિથ્યા ચારિત્ર કહેવાય છે. તેથી હે ભવ્ય જીવો! આવા પવિત્ર (નિર્મલ) સમ્યગ્દર્શનને ધારણ કરો.

હે દોલતરામ સમજ! સાંભળ અને ચેત. અને ડાહ્યો હોય તો વખત નકામો ખો (ગુમાવ) નહિ. જો આ જન્મમાં સમ્યગ્દર્શન ન મળ્યું તો આ ઉત્તમ મનુષ્ય જન્મ ફરી ફરીને મળવો ઘણોજ કઠણ છે–૧૭.

### ત્રીજી ઢાલનો સારાંશ.

સુખનું લક્ષણ નિરાકુલતા છે. તે સુખનો ઉપાય સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર છે. એ ત્રણના બે ભેદ છે–૧ નિશ્ચય અને ૨ વ્યવહાર. વ્યવહાર છે તે નિશ્ચયનું કારણ છે. આત્માનો નિશ્ચય તે નિશ્ચય સમ્યગ્ દર્શન, આત્માનું જ્ઞાન તે નિશ્ચય સમ્યગ્ જ્ઞાન અને આત્મામાં લીન થવું તે નિશ્ચય સમ્યક્ ચારિત્ર છે. જીવ વગેરે ૭ તત્વોનું બરાબર શ્રદ્ધાન કરવું તે વ્યવહાર સમ્યગ્ દર્શન છે. સાચા દેવ, સાચા ગુરૂ અને સાચા ધર્મનું શ્રદ્ધાન

કરવું તે વ્યવહાર સમ્યગ્દર્શનનું કારણ છે. સમ્યગ્દર્શનમાં ૨૫ દોષ છે–શંકાદિક ૮ દોષ, ૮ મદ, ૬ અનાયતન અને ૩ મૂઢતા એ ૨૫ દોષ લગાવવા નહિ અને સમ્યગ્દર્શન નિર્મલ પાલવું જોઇએ. સમ્યગ્દર્શન ધર્મરૂપી વૃક્ષનું મૂળ છે, અથવા ધર્મરૂપી ઘરનો પાયો છે, એ માટે સૌથી પહેલાં મનુષ્યે સમ્યગ્દર્શન ધારણ કરવું જોઇએ. એના વગર સર્વ ધર્મક્રિયાઓ અતિશયકારી પુન્ય પેદા કરતી નથી. મનુષ્યનો ભવ અને ઉત્તમ કુલ મળવા છતાં પણ જો સમ્યગ્દર્શન ન મેળવ્યું તો, એને બહુભારે વખત ગુમાવી નાંખ્યો એવું જાણવું કેમકે ફરી ફરીને ઉત્તમ મનુષ્ય ભવ મળતો નથી. સમ્યગ્દર્શનનો મહિમા એવો છે કે સમ્યગ્દૃષ્ટિ જીવ મરીને ઉત્તમ મનુષ્ય કે ઉત્તમ દેવજ થાય છે–સ્રીનો અવતાર આવતો નથી, નરકમાં જતો નથી. નરકમાં પણ જાય તો પહેલા નરકથી આગળ જતો નથી એ માટે હે ભવ્ય જીવો ! જેમ બને તેમ શાસ્ત્ર સ્વાધ્યાય કરીને તથા સત્સંગતિ મેળવીને તત્વોનું સ્વરૂપ સમજો અને સમ્યગ્દર્શન રૂપી રત્નથી પોતાના આત્માને પવિત્ર કરો.



# ચોથી ઢાલ.

## દોહરો.

सम्यकश्रद्धा धारि पुनि, सेवहु सम्यक्ज्ञान।
स्वपर अर्थ बहु धर्मजुत, जो प्रगटावन भान॥

સમ્યક શ્રદ્ધા=સમ્યક્ દર્શન   સ્વ=આત્મા   પર=પારકા-બીજાના
પુનિ=પછી   સેવહુ=સેવો   અર્થ=પદાર્થ   ભાન=સૂર્ય

**ભાવાર્થ**—સમ્યગ્દર્શન ધારણ કર્યો પછી, સમ્યકજ્ઞાનની સેવા કરો (ધારણ કરો). એ સમ્યગ્જ્ઞાન ઘણા ધર્મ એટલે સ્વભાવોને રાખવાવાળા આત્મા અને અન્ય પદાર્થોને પ્રકાશ કરવા માટે સૂર્ય સમાન છે.

सम्यकसाथै ज्ञान, होय पै भिन्न अराधौ।
लक्षण श्रद्धा जान, दुहूमें भेद अबाधौ॥

સમ્યક=સમ્યગ્દર્શન-સમકિત   અરાધો=સમજો
અબાધો=નિર્વિઘ્ન   દુહુમેં=એ બેમાં

**ભાવાર્થ**:—સમ્યગ્દર્શનની સાથેજ જે જ્ઞાન થાય છે તે સમ્યક્જ્ઞાન કહેવાય છે. બંનેને જુદા જુદા સમજવા જોઇએ કેમકે બંનેના લક્ષણમાં ભેદ છે-કારણ કે સમ્યગ્દર્શનનું લક્ષણ શ્રદ્ધા કરવી એ છે અને સમ્યગ્જ્ઞાનનું લક્ષણ બરાબર જાણવું તે છે. આ પ્રકારે ભેદ હોવા છતાં કોઇ બાધા આવતી નથી.

सम्यक कारण जान, ज्ञान कारज है सोई।
युगपत होते हू, प्रकाश दीपकतैं होई १॥

કારજ=કાર્ય　　યુગપત=એકી સાથે　　હોતેહુ=થવા છતાં પણ
પ્રકાશ=અજવાળું　　દીપક=દીવો　　હોય=થાય છે.

**ભાવાર્થ:—**કેમકે સમ્યગ્દર્શન તો કારણ છે અને સમ્યગ્જ્ઞાન કાર્ય છે. જોકે એ બંને એકી સાથે થાય છે, છતાંપણ એમાં કાર્યકારણનો ભેદ છે. જેમકે દીવો કરતાની સાથેજ અજવાળું થાય છે પણ દીવો પ્રકાશનું કારણ છે. સમ્યકત્વ વગર એટલે ખરી શ્રદ્ધા થયા વગરના જ્ઞાનને સમ્યગ્જ્ઞાન નથી કહેવાતું ૧

तास भेद दो हैं परोच्छ, परतछि तिनमाहीं ।
मति श्रुत दोय परोक्ष, अक्ष मनतैं उपजाहीं ॥
अवधिज्ञान मनपर्जय, दो हैं देशप्रतच्छा ।
द्रव्यक्षेत्रपरिमान लिये, जानैं जिय स्वच्छा ॥२॥

તાસ=તેના　　પરોક્ષ=જેથી આત્મા સ્વયં ન જોઇ શકે પણ ઇંદ્રિયો અને
જીય=જીવ　　અક્ષ=પાંચ ઇંદ્રિયો　　મનની સહાયતાથી જાણે તે.
પરતછિ-પ્રત્યક્ષ=ઇંદ્રિયો, અને મનની સહાયતા વગર આત્મા સ્વયં દેખે જાણે તે
દેશપ્રત્યક્ષ=થોડાં પ્રત્યક્ષ　　સ્વચ્છ=નિર્મલ
અવધિજ્ઞાન=જે જ્ઞાનથી મર્યાદા રૂપે પૂર્વભવ વગેરે રૂપી પદાર્થ જાણી શકાય તે.
મનઃ પર્યયજ્ઞાન=બીજાના મનની સુક્ષ્મ વાત જાણી લે એવું જ્ઞાન.

**ભાવાર્થ—**સમ્યગ્જ્ઞાનના ૨ ભેદ છે—૧ પ્રત્યક્ષ એમાં મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન એ બે તો પરોક્ષ છે કેમકે એ પાંચે ઇંદ્રિયો અને મનની સહાયતાથી ઊપજે છે. અવધિજ્ઞાન અને મનપર્યયજ્ઞાન એ બે જ્ઞાન દેશ પ્રત્યક્ષ છે.

કેમકે નિર્મલ આત્મા એની દ્વારા રૂપીદ્રવ્ય અને થોડા ક્ષેત્રની વાત જાણે છે. ૨.

### ૫ જ્ઞાન.

૧ મતિજ્ઞાન, ૨ શ્રુતિજ્ઞાન, ૩ અવધિજ્ઞાન, ૪ મન=પર્યયજ્ઞાન ૫ કેવલજ્ઞાન.

सकल द्रव्यके गुण अनंत, परजाय अनंता।
जानैं एकै काल, प्रगट केवलि भगवंता ॥
ज्ञान समान न आन, जगतमें, सुखको कारन।
इह परमामृत जन्म, जरामृतरोग निवारन ॥३॥

એકેકાલ=એકી વખતે  જ્ઞાન સમાન=જ્ઞાન જેવું  જરા=ઘડપણ
મૃત=મરણ  આન=બીજું  જગત=સંસાર
પરમામૃત=ઉત્તમ અમૃત  નિવારણ=દૂર કરનાર

**ભાવાર્થઃ**—પાંચમું સમ્યગ્જ્ઞાન કેવલજ્ઞાન છે તે સકલ પ્રત્યક્ષ છે. એની દ્વારા કેવલી ભગવાન એકજ સમયમાં સર્વે દ્રવ્યોના અનંત ગુણોને અને તેની અનંત અવસ્થાઓને પ્રકટ રૂપે, હાથેલીમાં રાખેલા આંબળાની માફક જાણે છે. આ જગતમાં જીવોને સુખ આપવાવાળો જ્ઞાન સમાન બીજો કોઇ પદાર્થ નથી. એ જ્ઞાનજ ઉત્તમ અમૃત જેવું છે. એ જ્ઞાનામૃત પીવાથી જન્મ, જરા અને મરણરૂપી ત્રણ ભયાનક રોગ દૂર થઇ જાય છે. ૩.

कोटि जन्म तप तपे, ज्ञान विन कर्म झरैं जे।
ज्ञानीके छिनमें त्रिगुप्तितें, सहज टरैं ते ॥

**मुनिव्रत धार अनंत बार, ग्रीवक उपजायो ।**
**पै निज आतमज्ञान बिना, सुख लेश न पायो ॥४॥**

કોટીક=કરોડ　　વિન=વગર　　કર્મ ઝરે=કર્મ ખપે
તપ તપે=તપ કરે　　ટરે=ખપે છે　　છિનમેં=ક્ષણુવારમાં
ત્રિગુપ્તિ=ત્રણુ ગુપ્તિ ( મન વચન કાયાને રોકવા )
ગ્રીવક=૧૬ સ્વર્ગ ઉપર ૯ ગ્રૈવેયક વિમાન છે (ત્યાંસુધી મિથ્યા દ્દષ્ટી તપ કરવાથી જાય છે)

**ભાવાર્થ**—જ્ઞાન વગર અજ્ઞાની જીવ કરોડો જન્મ તપ કરે અને જેટલાં કર્મ ખપાવે છે, તેટલાંજ કર્મ જ્ઞાની જીવ એક ક્ષણુવારમાં ત્રણુ ગુપ્તિથી (પોતાના મન વચન ને કાયાને રોકવાથી) સહજમાં નાશ કરી દે છે. આ જીવ અનંતવાર મુનિવ્રત ધારણુ કરીને ૯ ગ્રૈવેયકમાં ઉપજ્યો (જનમ્યો) પરંતુ આત્મજ્ઞાન વિના જરા પણુ સુખ થયું નહિ ૪.

**तातैं जिनवर कथित, तत्त्व अभ्यास करीजे ।**
**संशय विभ्रम मोह त्याग, आपौ लखि लीजे ॥**
**यह मानुषपरजाय सुकुल, सुनिवो जिनवानी ।**
**इह विधि गये न मिलै, सुमणि ज्यों उद्‌धिसमानी ॥५॥**

કથિત=કહેલાં　　આપ=આત્મા　　અભ્યાસ કરીજે=ભણીયે
સંશય=શંકા કરવી (જેમ આ ચાંદી છે કે સીપ છે)
વિભ્રમ=ઉલટું માનવું (જેમ ચાંદીને સીપ સમજવી)
મોહ=કંઇ જાણુવાની પરવા ન કરવી (જેમ રસ્તામાં જતાં પગે કંઇ લાગ્યુ તો "કંઇ હશે" એમ જાણીને તે જાણુવાનો ઉદ્યોગ ન કરવો તે.)

મનુષ પર્યાય=મનુષ્યનો અવતાર  સુકુલ=ઉત્તમકુલ (શ્રાવકનું કુલ)
સુનવો=સાંભળવાનો  સુમણી=સુંદર રત્ન
ઉદધિ=દરિયો  સમાની=પડી જાય, સમાઇ જાય

ભાવાર્થ:—એથી જિનેંદ્ર ભગવાનનાં કહેલાં તત્વો અને શાસ્ત્રોનો અભ્યાસ કરવો જોઇએ અને સંશય, વિભ્રમ અને મોહ એ ત્રણે દોષોને છોડીને આત્માને જાણવો જોઇએ. આ મનુષ્યનો અવતાર, શ્રાવકનું ઊત્તમ કુલ અને આ જિનવાણી સાંભળવાનો જોગ જે આ સમયે મળ્યો છે તે જો આ પ્રમાણે (આત્મ-જ્ઞાન થયા વગર) વીતી ગયો તો પછી એનું મળવું મુશ્કેલ છે. જેમકે દરિયામાં રત્ન પડી જાય તો ફરીને હાથમાં આવતું નથી. ૫.

धन समाज गज बाज, राज तो काज न आवै ।
ज्ञान आपको रूप भये, फिर अचल रहावै ॥
तासु ज्ञानको कारन, स्वपर विवेक बखानो ।
कोटि उपाय बनाय, भव्य ताको उर आनो ॥६॥

સમાજ=લોકોનો સમૂહ (ન્યાત જાત)  ગજ=હાથી  બાજ=ઘોડા
કાજ=કામ  ભયે=થવાથી  ફિર=પછી
અચલ=નિત્ય (સ્થિર)  આપકો=આત્માનું  તાસ=તે

ભાવાર્થ:—ધન, ન્યાતજાત, હાથી, ઘોડા, રાજ એ તો આત્માને કાંઇ કામ આવતું નથી, પણ જ્ઞાન જે આત્માનું સ્વરૂપ છે તે હોવાથી આત્મા નિશ્ચલ રહે છે. એટલે કેવલજ્ઞાન અવસ્થા મેળવીને એકરૂપ રહે છે. તે આત્મજ્ઞાનનું કારણ અને પર પદાર્થોનો વિવેક અર્થાત

ભેદજ્ઞાન થયું કહેવાય છે માટે હે ભવ્ય ! કરોડો ઉપાય કરીને પણ બને તેમ એ વિવેકને પોતાના ચિત્તમાં લાવો. ૬.

जे पूरब शिव गये, जाहिं अब आगे जैहैं ।
सो सब महिमा ज्ञानतनी, मुनिनाथ कहै हैं ॥
विषय-चाह-दव दाह, जगतजन अरनि दझावै ।
तासु उपाय न आन, ज्ञान घनघान बुझावै ॥७॥

| | | | |
|---|---|---|---|
| પૂરવ=પહેલાં | જાહિં=જાય છે | મુનિનાથ=જિનેંદ્ર | |
| આગે=આગળ | જૈહૈં=જશે | દવદાહ=અગ્નિ | |
| અરનિ=વન | તાસ=તેનો | દઝાવે=બાળે | |
| જગત=સંસાર | જન=માણુસ | ઘનઘાન=વરસાદ | આન=બીજો |

ભાવાર્થ:—જેટલા પહેલાં મોક્ષ ગયા, અત્યારે જે જાય છે, અને હવે આગળ જે જશે તે બધો સમ્યગ્જ્ઞાનનોજ પ્રભાવ છે, એવું મુનિયોના નાથ જિનેંદ્ર ભગવાન કહે છે. પાંચ ઇંદ્રિયોના વિષયોની ચાહના એક બળતી આગ છે. જગતના લોકો વનની સમાન છે તેને આગ બાળી રહી છે. એ આગને ઠંડી કરવાનો ઉપાય જ્ઞાનરૂપી મેઘોની વર્ષા સિવાય બીજો એક પણ નથી અર્થાત્ જ્ઞાનદ્વારા વિચાર કરવાથીજ વિષયોની ઇચ્છા દૂર થાય છે. ૭.

पुण्यपापफलमाहिं, हरख विलखौ मत भाई ।
यह पुद्गल परजाय, उपजि विनसै फिर थाई ॥
लाख बातकी बात, यही निश्चय उर लावो ।
तोरि सकल जगदंदफंद, निज आतम ध्यावो ॥८॥

વિલખૌ=શોક કરવો  મત=નહિ  વિનસૈ=નાશ થાય  નિશ્ચય=નક્કી
દંદ=ઝગડા  યહ=એ  તોરિ=તોડી  ધ્યાઓ=ધ્યાનધરો

**ભાવાર્થ:**—હે ભાઇ ! ધન વગેરે પુણ્યનું ફળ છે તેને જોઇ ખુશ ન થા તથા રોગ, વિયોગ વગેરેને પાપનું ફળ જાણીને શોક ન કર કેમ કે એ પાપ પુણ્ય પુદ્ગલ રૂપ કર્મની પર્યાયો છે, જે ઉપજે છે, નાશ થાય છે, ને વળી ફરી પેદા થાય છે. ટુંકામાં લાખ વાતની એક વાત એ છે કે તમે પોતાના મનમાં નિશ્ચય રાખો. ને તમારે જગતના સર્વે ઝગડા રગડા છોડીને નિત્ય એક આત્માનું ધ્યાન કરવું જોઇએ. (મતલબ કે સંસારમાં જેટલો બને તેટલો રાગ ઓછો કરીને આત્માની સાથે પ્રીતિ કરો. એ પ્રયોજન નથી કે ગૃહસ્થ રહી સર્વે કામ છોડી આળસુ થઇ જાઓ પણ ન્યાયપૂર્વક ઉદ્યમ કરો. જેટલો સમય આત્મવિચારને માટે બચાવી શકો તેટલું સારૂં છે. ૮.

सम्यक्ज्ञानी होइ, बहुरि दृढ़ चारित लीजे ।
एकदेश अरु सकलदेश, तसु भेद कहीजे ॥
त्रसहिंसाको त्याग, वृथा थावर न सँघारै ।
पर वधकार कठोर निंद्य, नहिं वयन उचारै ॥९॥

હોય=થઇને  બહુરિ=પછી  પરવધકાર=બીજાનો ઘાત કરનારાં
વૃથા=નકામા  સંઘારે=નાશ કરે  નિંદ્ય=નિંદવાલાયક  વયન=વચન

**ભાવાર્થ**—સમ્યગ્જ્ઞાની થઇને પછી દૃઢતાથી સમ્યક્ચારિત્રને પાળવું જોઇએ. (એ ચારિત્રના બે ભેદ છે ૧ સકલ દેશ ૨ એક દેશ. સકલચારિત્ર મુનિ પાળે છે જેનું વર્ણન પાંચમી ઢાલમાં છે. અહીં દેશચારિત્રનું વર્ણન કરીયે છિએ.

કે જેને શ્રાવક પાળે છે. શ્રાવકોનાં ૧૨ વ્રત હોય છે તેને હવે ક્રમથી કહે છે) ત્રસ જીવોની હિંસાનો ત્યાગ કરે અને નકામો પાંચ સ્થાવર જીવોનો પણ નાશ ન કરે તે પહેલું અહિંસા અણુવ્રત છે, બીજા જીવોનો નાશ કરનારાં કઠોર અને નિંદ્ય વચન ન બોલવાં તે બીજું સત્ય અણુવ્રત છે. ૯.

जल मृतिका बिन और नाहिं कछु गहैं अदत्ता।
निजवनिता बिन सकल, नारिसों रहैं विरत्ता॥
अपनी शक्ति विचार, परिग्रह थोरो राखै।
दश दिशि गमनप्रमान ठान, तसु सीम न नाखै॥१०॥

| | | | |
|---|---|---|---|
| જલ=પાણી | કછું=કંઈ પણ | અદત્તા=આપ્યા વગર | |
| મૃતિકા=માટી | ગહે=લે | વનિતા=સ્ત્રી | વિના=સિવાય |
| ઔર=બીજું | નિજ=પોતાની | નારી=સ્ત્રી | ગમન=જવાનું |
| ઠાન=રાખી | સીમ=મર્યાદા | વિરત્તા=ઉદાસ (વિરક્ત) | |

ભાવાર્થ—પાણી અને માટી વગર બીજી કોઈ ચીજ આપ્યા વગર લે નહી એ ત્રીજું અચૌર્ય અણુવ્રત છે. પોતાની વિવાહીત સ્ત્રી સિવાય બીજી સર્વે સ્ત્રીઓથી ઉદાસ રહે તે ચોથું સ્વસ્ત્રી સંતોષ વ્રત છે. પોતાની શક્તિનો વિચાર કરીને જન્મ પર્યંત ધન, મકાન વગેરેનું થોડું પ્રમાણ કરે કે એથી વધારે નહીં રાખીશ એ પાંચમું પરિગ્રહ પરિમાણ વ્રત છે, ( આ પાંચ અણુવ્રતો થયાં ). હવે દિશાઓમાં જવાનું પરિમાણ કરીને તેની બહાર ન જવું તે છઠું દિગ્વ્રત નામે પ્રથમ ગુણવ્રત છે. ૧૦.

ताहूमें फिर ग्राम गली, गृह बाग बजारा ॥
गमनागमन प्रमान, ठान अन सकल निवारा ॥
काहूकी धन हानि, किसी जय-हार न चिंतै ।
देय न सो उपदेश, होय अघ वनज कृषीतैं ॥११॥

| | | | |
|---|---|---|---|
| તાહૂમેં=તેમાંથીપણ | | ગમનાગમન=જવા આવવાનું | |
| ફિર=પાછું | ગલી=શેરી | પ્રમાણ=હદ | ઠાન=રાખીને |
| ગ્રામ=ગામ | બાગ=બગીચો | અન=બીજું | નિવારા=દૂર કરે |
| ગૃહ=ઘર | બજાર=ચોટું | કાહુકી-કોઇની | કિસી=કોઇ |
| દેય=આપે | અઘ=પાપ | વનજ=વ્યાપાર | કૃષીતૈ=ખેતીથી |
| ધનહાનિ=ધનનો નાશ | | ચિંતૈ=ચિંતવે | |

ભાવાર્થ:—જન્મ પર્યંતની એ દશે દિશાઓની મર્યાદામાંથી પણ ઘટાડીને એક દિવસ, પાંચ દિવસ, દશ દિવસ એમ થોડા સમય માટે કોઈ ગામ, કોઇ ગલી, કોઇ ઘર કોઈ બાગ અને કોઇ બજાર સુધી જવા આવવાની મર્યાદા બાંધવી અને તેથી આગળ ન જવું તે સાતમું દેશવ્રત નામે બીજું ગુણવ્રત છે. કોઇના ધનનો નાશ થાઓ કોઇની જીત થાઓ, કોઇની હાર થાઓ, એવું ચિંતન કરવું તે પહેલું અપધ્યાન નામે અનર્થદંડ છે તે ન કરવું. જેથી પાપનો પ્રચાર થાય એવો વ્યાપાર તથા ખેતી વગેરે કરવાનો બીજાને ઉપદેશ આપવો તે બીજું પાપોપદેશ અનર્થદંડ છે એવો ઉપદેશ ન કરવો જોઇએ. ૧૧.

कर प्रमाद जल भूमि, वृक्ष पावक न विराधै ।
असि धनु हल हिंसोपकरन, नहिं दे जस लाधै ॥

राग षकरतार कथा, कबहूं न सुनीजै।
और हु अनरथदंड, हेतु अघ तिन्हें न कीजै ॥१२॥

પ્રમાદ=આળસ　　વિરાધૈ=નાશ કરે　　વૃક્ષ=ઝાડ
હિંસોપકરણ=હિંસાનાં ઉપકરણ કોદાળી પાવડો વગેરે.　ધનુ=ધનુષ્ય
હલ=હળ　　દે=આપીને　　કબહુ=કદીપણ
યશ=જશ　　લાધૈ=મેળવે　　ઔરહું=બીજાંપણ

ભાવાર્થઃ—પ્રમાદથી મતલબ વિના પાણી ઢોળવું જમીન ખોદવી ઝાડ કપાવવાં દેવતા સળગાવવો અને બુઝાવવો એ ત્રીજું પ્રમાદચર્યા નામે અનર્થદંડ છે એ ન કરવો. તરવાર, ધનુષ, હલ તથા બીજી હિંસા કરવાવાળી વસ્તુઓ બીજાને આપી યશ મેળવવો તે ચોથું હિંસાદાન નામે અનર્થદંડ છે એ ન કરવું. જે કથાઓ, કહેવતોથી મનમાં રાગદ્વેષ થાય એવી સ્ત્રી, ભોજન, રાજ કે ચોર કથા કહેવી કે સાંભળવી તે પાંચમું દુઃશ્રુતિ અનર્થદંડ છે તે નહિ કરવું. એ ૫ પ્રકારનાં અનર્થદંડ સિવાય બીજાં પણ અનર્થ કાર્ય કે જેથી વ્યર્થમાં પાપનો બંધ થાય તે નહિ કરવાં જોઈએ ત્રણ ગુણવ્રતનું સ્વરૂપ સમાપ્ત થયું. ૧૨.

धर उर समताभाव, सदा सामायिक करिये।
पर्व चतुष्टयमाहिं, पाप तजि प्रोषध धरिये॥
भोग और उपभोग, नियम करि ममत निवारै॥
मुनिकों भोजन देय, फेर निज करहि अहारै॥१३॥

ઉર=હૃદય　　સદા=હમેશાં　　અહાર=ભોજન　　નિજ=પોતે
પરવ ચતુષ્ટય=૪ પર્વ (૨ આઠેમ અને ૨ ચૌદશ)

ભોગ=જે એકજવાર કામમાં આવે તે જેમકે ભોજન, ફૂલ વગેરે
ઉપભોગ=જે ફરીફરીને કામમાં આવે તે જેમકે કપડું, ચોપડી વગેરે

**ભાવાર્થ**—મનમાં સમતાભાવ ધારણ કરીને રોજ એટલે વીતરાગ પરિણામ એકાંત સ્થાનમાં સામાયિક કરવું તે નવમું સામાયિક નામે પહેલું શિક્ષાવ્રત છે. એક મહિનામાં બે આઠેમને બે ચોદશને દિવસે પાપનાં કામ (આરંભ, વ્યાપાર વગેરે) છોડીને ઉપવાસ કરવો તે દશમું પ્રોષધોપવાસ નામે બીજું શીક્ષાવ્રત છે. ભોગ અને ઉપભોગ વસ્તુઓનો નિયમ કરીને બીજી વસ્તુની મમતા દૂર કરવી તે અગ્યારમું ભોગોપભોગ પરિમાણ નામે ત્રીજું શિક્ષાવ્રત છે. અને મુનીને (અથવા મધ્યમ પાત્ર શ્રાવક કે જઘન્ય પાત્ર ધર્મ શ્રદ્ધાની (જૈનીને) ભોજન આપીને પછી પોતે ભોજન કરે તે બારમું અતિથિ સંવિભાગ નામે ચોથું શિક્ષાવ્રત છે. (એ ૪ શિક્ષાવ્રત છે) ૧૩.

बारहव्रतके अतीचार पन पन न लगावै ।
म नसमय संन्यास, धारि तसु दोष नशावै ॥
यों श्रावकव्रत पाल, स्वर्ग सोलम उपजावै ।
तँहतैं चय न जन्म पाय, मुनि है शिव जावै ॥१४॥

અતિચાર=દોષ મરણ સમૈ=મરતી વખતે હો=થઇને
પન પન=પાંચ પાંચ સંન્યાસ=સમાધિ મરણ

**ભાવાર્થ:**—ઉપર કહેલા ૧૨ વ્રતના પાંચ પાંચ અતિચાર છે, તે બચાવવા જોઇએ (આ અતિચારોનું સ્વરૂપ રત્નકરંડક શ્રાવકાચાર તથા તત્વાર્થસુત્રથી જાણવું જોઇએ) તથા આ વ્રતોને જન્મ પર્યંત પાળીને મરણ વખતે

સમાધિ મરણ ધારણ કરવું જોઇએ. સમાધિ મરણના પણ પાંચ દોષ (અતિચાર છે તેને પણ બચાવવા જોઇએ) એવી રીતે જે શ્રાવક વ્રતોને પાળે છે તે ૧૬મા સ્વર્ગમાં જઇને દેવ થાય છે અને તે ત્યાંથી આવીને મનુષ્યનો જન્મ લઇને મુનિ થઇને મોક્ષ જાય છે. ૧૪.

## ચોથી ઢાલનો સારાંશ.

આ ૪ થી ઢાલમાં પહેલા વ્યવહાર સમ્યગ્જ્ઞાનનું સ્વરૂપ છે. સમ્યગ્દર્શન થયા પહેલાં જેટલું જ્ઞાન થાય છે, તે બધું કુજ્ઞાન કહેવાય છે. તેજ જ્ઞાન સમ્યક્ત્વ થયા પછી સમ્યગ્જ્ઞાન કહેવાય છે. સમ્યગ્જ્ઞાનથીજ આત્મજ્ઞાન થાય છે, અને આત્મજ્ઞાનથી કેવલજ્ઞાન થાય છે, એ માટે બધાએ સમ્યગ્જ્ઞાન મેળવવું જોઇએ. સમ્યગ્જ્ઞાન મેળવવાનો ઉપાય જૈન શાસ્ત્રોનો અભ્યાસ કરવો, ભણવાં, ભણાવવાં, સાંભળવાં સંભળાવવાં તથા વારંવાર ચિંતવન કરવું એ છે. જ્ઞાન થવાથી થોડી મહેનતથી ઘણા ભવોના પાપ કપાઇ જાય છે. અજ્ઞાની માણસ કરોડો ભવોમાં પણ તેટલાં પાપ ખપાવી શકતો નથી, એ માટે દરેક સ્ત્રી અને પુરૂષે સમ્યગ્જ્ઞાન મેળવવું જોઇએ. સમ્યગ્જ્ઞાન પછી શ્રાવકનું એક દેશ વ્યવહાર સમ્યક્ચારિત્રનું સ્વરૂપ કહ્યું છે. ગૃહસ્થી શ્રાવકનું ચારિત્ર ૧૨ વ્રત રૂપે છે. ઉત્તમ મનુષ્યભવ પામીને એને (બાર વ્રતને) જરૂર પાળવા જોઇએ. એ ૧૨ વ્રતના પાળવાથી સ્વર્ગમાં દેવ થાય છે અને પછી મનુષ્યનો અવતાર લઇ મુનિ થઇ મોક્ષ જાય છે.



## પાંચમી ઢાલ-છંદ ચાલ.



मुनि सकलव्रती बड़भागी, भवभोगनतैं वैरागी ॥
वैराग्य उपावन माई, चिंतौ अनुप्रेक्षा भाई ॥१॥

સકલવ્રતી=પૂર્ણવ્રતી ૫ મહાવ્રત ધારી — બડભાગી=પુન્યવાન
અનુપ્રેક્ષા=૧૨ ભાવના — ભોગ=સુખ
ભાવના=વારંવાર ચિંતવન કરવું — માઇ=મા

ભાવાર્થ—હે ભાઈ જે પુણ્યવાન અહિંસા વગેરે પાંચ મહાવ્રત ધારણ કરી સંસાર અને ભોગોથી ઉદાસ થઇ મુનિ થાય છે. તે વૈરાગ્ય ઉપજાવવાને માટે માની પેઠે ૧૨ ભાવનાઓનું ચિંતવન કરે છે ૧.

इन चिंतत समसुख जागै, जिमि ज्वलन पवनके लागै ॥
जब ही जिय आतम जानै, तब ही जिय शिवसुख ठानै ॥२॥

ઇન=એ — ચિંતત=ચિંતવન કરવાથી — જ્વલન=અગ્નિ
જાગે=પ્રકટે — સમસુખ=સમતા સુખ — જબહી=જ્યારે

ભાવાર્થ:—એ ૧૨ ભાવનાઓનું ચિંતવન કરવાથી સમતારૂપી સુખ પ્રકાશમાન થાય છે. જેમકે પવન લાગવાથી દેવતા પ્રકટે છે. જ્યારે આ જીવ આત્માને ઓળખે છે ત્યારેજ મોક્ષ સુખને મેળવે છે ૨.

जोबन गृह गोधन नारी, हय गय जन आज्ञाकारी ॥
इंद्रीय-भोग छिन थाई, सुरधनु चपला चपलाई ॥३॥

જોબન=યુવાની હય=ઘોડો ગય=હાથી
સુરધનુ=ઇંદ્રધનુષ (જે ચોમાસામાં નીકળે છે તે) નારી=સ્ત્રી
ચપલા=વિજલી ચપલાઇ=ચંચલતા છિનથાઇ=ક્ષણમાં નાશ થઇ જાય તેવું

**ભાવાર્થ**—આ યુવાની, ઘર, ગાય, સ્ત્રી, ઘોડા, હાથી આજ્ઞાકારી માણસો (નોકર ચાકર વગેરે) તથા ઇંદ્રિયોનાં સુખ એ બધાં જેવી રીતે ઇંદ્રધનુષ જોતજોતમાં નષ્ટ થઇ જાય છે અને વીજલી ચમકીને તરત નષ્ટ થઇ જાય છે તેવી રીતેજ ધન વગેરેના સંયોગ છે જે પુણ્ય ક્ષય થવાથી સર્વે ચાલ્યું જાય છે, એ પહેલી અનિત્ય ભાવના છે ૩.

सुर असुर खगाधिप जेते, मृग ज्यौं हरि काल दले ते ॥
मणि मंत्र तंत्र बहु होई, मरते न बचावे कोई ॥४॥

ખગાધિપ=વિદ્યાધરોના રાજા ચક્રવર્તિ હરિ=સિંહ દલે=નાશ કરે
મૃગ=હરણ જેતે=જેટલા કાલ=મોત ( મૃત્યુ )

**ભાવાર્થ**:—જેવી રીતે સિંહ હરણને મારી નાંખે છે, તેવી રીતે કાળ સુર, અસુર, ચક્રવર્તિ અથવા ગમે તે હોય તે સર્વેનો નાશ કરી નાંખે છે. મણી, મંત્ર, તંત્ર વગેરે ગમે તેટલા ઉપાય કરો પણ મરણથી કોઇ બચાવી શકતું નથી, એવું ચિંતવન કરવું તે બીજી અશરણ ભાવના છે. ૪.

चहुँगति दुख जीव भरै है, परिवर्तन पंच करै है ॥
सब विधि संसार असारा, तामें सुख नाहिं लगारा ॥५॥

ભરે હૈ=સહન કરે છે. લગારા=થોડું પણ-લગાર
સબવિધિ=સર્વે પ્રકારે અસાર=જેમાં સાર ન હોય તે

ભાવાર્થ:—આ જીવ (કર્મના ઉદયથી) ચારે ગતિઓમાં દુઃખ સહન કરે છે. અને દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભવ અને ભાવ એવાં પાંચ પરિવર્તન પૂરાં કર્યાં કરે છે. સર્વ પ્રકારથી આ સંસાર અસાર છે. એમાં લગાર પણ સુખ નથી, એવું ચિંતવન કરવું તે ત્રીજી સંસાર ભાવના છે. ૫.

शुभ अशुभ करम फल जेते, भोगे जिय एकहि तेते ॥
सुत दारा होय न सीरी, सब स्वारथके हैं भीरी ॥६॥

શુભ કરમ=પુન્ય  અશુભકરમ=પાપ  સ્વારથ=મતલબ  એકહી=એકલો
તેતે=તેટલાં  દારા=સ્ત્રી  ભીરી=સગાં  સીરા=ભાગ પડાવનાર (સાથી)

ભાવાર્થ:—આપણાં પુણ્ય અને પાપકર્મનાં જે સારાં નઠારાં ફળ છે તેને આ જીવ એકલોજ ભોગવે છે. તેમાં પુત્ર, સ્ત્રી વગેરે કોઇ ભાગ પડાવતું નથી અર્થાત્ પુત્ર, સ્ત્રી વગેરે સૌ સ્વારથનું સગું છે. એવું ચિંતવન કરવું તે ચોથી એકત્વ ભાવના છે. ૬.

जलपय ज्यों जिय तन मेला, पै भिन्न भिन्न नहिं भेला ॥
तो प्रकट जुदे धन धामा, क्यों ह्वै इक मिलि सुत रामा ॥७॥

પય=દુધ  ધામ=જગ્યા  ક્યોં=કેવી રીતે
હુવે=થાય  રામા=સ્ત્રી  મેલા=મળેલું

ભાવાર્થ—જેવી રીતે દુધ અને પાણી મલે છે. તેવી રીતે આ જીવ અને શરીરનો મેલાપ છે, તો પણ એ જીવ અને શરીર જુદાં છે એક નથી જ્યારે એ અનાદિ કાળથી મળેલા હોવા છતાં જુદાં જુદાં છે, તો પછી ધન, મકાન,

પુત્ર, સ્ત્રી વગેરે જે સર્વથાજ આ જીવથી જુદાં છે, તે આપણાં કેવી રીતે થશે એવું ચિંતવન કરવું તે પાંચમી અન્યત્વ ભાવના છે. ૭.

पल रुधिर राध मल थैली, कीकस वसादितें मैली ॥
नवद्वार बहैं घिनकारी, अस देह करै किम यारी ॥८॥

પલ=માંસ મલ=મેલ (વિષ્ટા) વસાદિતેં=ચરબી વગેરેથી
રૂધિર=લોહી થેલી=કોથળી ઘિનકારી=સુગ ચડે એવા
રાધ=પરૂ કીકસ=હાડકાં અસ=એવા યારી=પ્રીતિ
નવદ્વાર=શરીરમાંથી મેલ નીકળવાના ૯ માર્ગ છે ૨ આંખ, ૨ કાન, ૨ નાકનાં કાણાં, ૧ મુખ, ૨ મલમૂત્ર સ્થાન

ભાવાર્થ:—આ શરીરમાં, લોહી, પરૂ અને વિષ્ટાની થેલી એટલે કોથળી છે તથા તે હાડકાં, ચરબી, વગેરે અપવિત્ર ચીજોથી મેલી છે. અને જે દેહના નવ દ્વારોથી ચિત્તને ઘૃણા ઉત્પન્ન કરનારો મેલ વહ્યા કરે છે. એવા મેલા શરીર પર કેવી રીતે પ્રીતિ કરવી જોઇએ? અર્થાત નહીં કરવી જોઇએ એવું ચિંતવન કરવું તે છઠ્ઠી અશુચિ ભાવના છે ૮.

जो जोगनकी चपलाई, तातैं ह्वै आस्रव भाई ॥
आस्रव दुखकार घनेरे, बुधिवंत तिन्हैं निरवेरे ॥९॥

જોગ=મન વચન અને કાયાની ક્રિયા નિરવેરે=દૂર કરે
બુદ્ધિવંત=બુદ્ધિવાન-વિચારવાન

ભાવાર્થ:—હે ભાઇ જે મન વચન અને કાયાની

ચંચલતાથી કર્મનું આવવું થાય છે તે કર્મોનો આશ્રવ ઘણો દુઃખ કરનાર છે. બુદ્ધિમાન પુરૂષો એ આશ્રવોને દૂર કરવાની કોશીશ કરે છે, એવું ચિંતવન કરવું તે ૭ મી આશ્રવ ભાવના છે ૯.

जिन पुण्य पाप नहिं कीना, आतम अनुभव चित दीना ॥
तिन ही विधि आवत रोके, संवर लहि सुख अवलोके ॥१०॥

કીના=કર્યું અવલોકે=મેળવે ( જુએ )

**ભાવાર્થ:**—જે જીવે પોતાના ભાવોને પુણ્ય અને પાપરૂપ ન થવા દઇ આત્માના અનુભવમાં ચિત લગાડયું તેણેજ આવતાં કર્મને રોકી સંવરની પ્રાપ્તિ કરી અને સુખ મેળવ્યું, એવું ચિંતવન કરવું તે ૮ મી નિર્જરા ભાવના છે. ૧૦.

निजकाल पाय विधि झरना, तासौं निजकाज न सरना ॥
तप करि जो कर्म खपावै, सोई शिवसुख दरसावै ॥११॥

| | | |
|---|---|---|
| તાસૌ=તેથી | ખપાવે=નાશ કરે | સરના=થવું |
| કાજ=કામ | દરસાવે=મેળવે | સોઇ=તે |

## નિર્જરા ૨ પ્રકારની

૧ સવિપાક=કર્મ એની મેળે ઉદયમાં આવી ખપી જાય તે
૨ અવિપાક=તપ કરીને કર્મ ખપાવે તે

**ભાવાર્થ:**—કર્મ એની મેળે ઉદયમાં આવીને ખપે છે તે સવિપાક નિર્જરાથી આત્માનું કાંઇ કામ સરતું નથી, પરંતુ તપ કરીને કર્મ ખપાવે તે અવિપાક નિર્જરાથી

મોક્ષસુખ મેળવે છે, એવું ચિંતવન કરવું તે નવમી નિર્જરાભાવના છે. ૧૧.

किनहू न करौ न धरै को, षटद्रव्यमयी न हरै को ॥
सो लाकमाँहि बिन समता, दुख सहै जीव नित भ्रमता ॥१२॥

કિનહૂ=કોઇએ　　કો=કોઇ　　હરે=નાશ કરે
ધરૈ=પકડી રાખ્યો　　સમતા=વીતરાગ ભાવ

ભાવાર્થઃ—આ સંસાર (લોક) કોઇએ કર્યો નથી, કોઇએ પકડી રાખ્યો નથી, પરંતુ જીવ, પુદ્ગલ, ધર્મ, અધર્મ, આકાશ અને કાળ એ છ દ્રવ્ય ભરેલાં છે, તેનો કોઇ નાશ કહિ કરી શકતું નથી. (આ લોકમાં ચારે તરફ ત્રણ પ્રકારનો વાયુ છે જે એને પકડી રાખે છે,) એવા આ લોકમાં જીવ વીતરાગભાવ વગર હમેશાં ભ્રમણ કરે છે અને દુઃખ સહન કરે છે, એવું ચિંતવન કરવું તે દશમી લોકભાવના છે. ૧૨.

अंतिम ग्रीवकलौंकी हद, पायौ अनँतबिरियां पद ।
पर सम्यक्ज्ञान न लाधौ, दुर्लभ निजमें मुनि साधौ ॥१३॥

અંતિમ ગ્રીવક=ગ્રૈવેયક નવમું　　પાયો=પામ્યો
અનંત વિરિયાં=અનંતવાર　　લાધો=મેળવ્યું　　પદ=અહમિંદ્ર પદ

ભાવાર્થઃ—આ જીવ નવમા ગ્રૈવેયક સુધી જઇ જઇને અનંતાવાર અહમિંદ્ર પદ પામ્યો, પણ સમ્યગ્જ્ઞાન મેળવ્યું નહિ, એવું દુર્લભ સમ્યગ્જ્ઞાન મુનિઓએ પોતાના આત્મામાં સાધ્યું (મેળવ્યું) છે, એવું ચિંતવન કરવું તે અગ્યારમી બોધિદુર્લભ ભાવના છે. ૧૩.

जे भाव मोहतें न्यारे, दृग ज्ञान व्रतादिक सारे।
सो धर्म जबै जिय धारै, तब ही सुख अचल निहारै ॥१४॥

ન્યારે=જુદા   દૃગ=દર્શન   વ્રતાદિક=ચારિત્ર વગેરે
સારે=બધા   અચલ=સ્થિર   નિહારૈ=દેખે

**ભાવાર્થ:**—સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર, સમ્યક્તપ વગેરે જેટલા ભાવો છે, તે સર્વે મોહભાવથી જુદા છે (તે ભાવજ ધર્મરૂપ છે). જ્યારે જીવ આ ધર્મને ધારણ કરે છે, ત્યારેજ અવિનાશિક સુખ દેખે છે, એવું ચિંતવન કરવું તે બારમી ધર્મભાવના છે. ૧૪.

सो धर्म मुनिनकरि धरिये, तिनकी करतूति उचरिये।
ताको सुनिये भवि प्रानी। अपनी अनुभूति पिछानी ॥१५॥

કરતૂતિ=ક્રિયાઓ   ઉચરિએ=કહીએ   અનુભૂતિ=અનુભવ

**ભાવાર્થ:**—એવો જે રત્નત્રય ધર્મ છે તે મુનિરાજ સંપૂર્ણ રીતે પાળે છે, તેમની ક્રિયાઓ હું કહું છું, તેને ભવ્ય પ્રાણીઓ સાંભળો અને પોતાના આત્માનો અનુભવ કરો. ૧૫.

**૫ મી ઢાળનો સારાંશ.**

આ પાંચમી ઢાળમાં ૧૨ ભાવનાઓનું સ્વરૂપ થોડામાં કહ્યું છે. એનું વિશેષ સ્વરૂપ "સ્વામી કાર્તિકેયાનુપ્રેક્ષા" અથવા જ્ઞાનાર્ણવમાં જોઈને સમજવું. મુનિરાજ તો હરરોજ એ ૧૨ ભાવનાઓનું સ્વરૂપ વિચારેજ છે, પરંતુ શ્રાવકોએ પણ એનું ચિંતવન કરી પોતાના મનને કોમળ કરવું જોઇએ. એ ૧૨ ભાવનાઓનું ચિંતવન કરવાથી ધર્મમાં વિશેષ પ્રીતિ થાય છે તથા સંસારમાંથી વૈરાગ્ય થાય છે, અને પાપોથી મન પાછું પડે છે.

## છઠ્ઠી ઢાલ-હરિગીત છંદ.

षटकाय जीवन हननतें, सब विध दरबहिंसा टरी ।
रागादि भाव निवारतें, हिंसा न भावित अवतरी ॥
जिनके न लेश मृषा न जल मृण हू विना दीयौ गहै ।
अठदशसहस विधि शीलधर चिद्ब्रह्ममें नित रम रहैं ॥१॥

**ષટ્કાય જીવ—૭ કાયાના જીવ**

૧ પૃથ્વીકાય=જમીન, ૨ અપકાય=પાણી (જલ), ૩ તેજકાય=દેવતા (અગ્નિ), ૪ વાયુકાય=વાયરો (હવા), ૫ વનસ્પતિકાય=ઝાડ, એ ૫ સ્થાવર. ૬ ત્રસકાય=૨ ઇંદ્રિ ૩ ઇંદ્રિ ૪ ઇંદ્રિ ૫ ઇંદ્રિ.

| | | |
|---|---|---|
| હનન=મારવું | મૃષા=જુઠ | વિના દિયો=આપ્યા વગર |
| જલ=પાણી | સહસ=હજાર | મૃણ=માટી |
| અઠદશ સહસ=૧૮૦૦૦ | તૃણ=ઘાસ | ગહે=લે |
| ચિદ્બ્રહ્મ=ચૈતન્ય રૂપ આત્મા | | અઠ=આઠ |

**ભાવાર્થ:**—મુનિરાજ ૬ કાયાના જીવોને મારતા નથી પણ તેની રક્ષા કરે છે, તેથી તે આ દ્રવ્ય હિંસા નથી કરતા અને તેમણે રાગ, દ્વેષ, મોહ વગેરે ભાવોને દૂર કરેલા છે તેથી ભાવ હિંસા પણ થતી નથી એવી રીતે મુનિરાજ દ્રવ્ય હિંસા કે ભાવ હિંસા કરતા નથી તે મુનિરાજનું પહેલું અહિંસા મહાવ્રત છે. મુનિરાજ કદિ જરાપણ જુઠું બોલતા નથી તે બીજું સત્ય મહાવ્રત છે. મુનિરાજ પાણી કે માટી પણ આપ્યા વગર લેતા નથી તે ત્રીજું અચૌર્ય મહાવ્રત છે. તથા અઢાર હજાર પ્રકારના શીલના ભેદોનું પાલન કરીને સ્ત્રીમાત્રના ત્યાગી થાય છે અને નિરંતર પોતાના આત્માનો અનુભવ કર્યો કરે છે તે મુનિરાજનું ચોથું બ્રહ્મચર્ય મહાવ્રત છે. ૧.

अंतरचतुर्दस भेद बाहिर, संग दसधातें टलैं।
परमाद तजि चउकर मही लखि, समिति ईर्यातें चलैं॥
जग सुहितकर सब अहितकर, श्रुति सुखद सब संशय हरै।
भ्रम-रोग-हर जिनके वचन, मुखचंद्रतें अम्रत झरै॥२॥

ચતુર્દશ=ચૌદ (૧૪) ચૌ કર=ચાર હાથ લખી=જોઇ
દશધા=૧૦ પ્રકારનો મહી=જમીન (પૃથ્વી)
હિતકર=ભલું કરનાર સુખદ=સુખદાયક (સુખકારી)
અહિતકર=બુરાને હરનારાં શ્રુતિ=કાન હરે=દૂર કરે
ભ્રમરોગહર=મિથ્યાત્વરૂપી રોગને હરનારાં.

**ભાવાર્થ:**—મુનિરાજ અંતરના ૧૪ પ્રકારના અને બહારના ૧૦ પ્રકારના એમ ચાવીસ પરિગ્રહને છોડે છે. તે પાંચમું પરિગ્રહ ત્યાગ મહાવ્રત છે. એ ૫ મહાવ્રત થયાં.

મુનિ પ્રમાદ (આળસ) છોડીને ૪ હાથ જમીન જોઇને ચાલે છે તે પહેલી ઇર્યા સમિતિ છે. જગતનું હિત કરનારાં, અહિત (બુરાઇઓ) હરનારાં, કાનોને સુખકારી, શંકા દૂર કરનારાં અને મિથ્યાત્વરૂપી રોગને હરનારાં અમૃત જેવાં વચન મુનિરાજના મુખરૂપી ચંદ્રમામાંથી નીકળે છે તે બીજી ભાષા સમિતિ છે. ૨.

छ्यालीश दोष विना सुकुल, श्रावकतणैं घर अशनको।
लैं तप बढावन हेत नहिं तन,-पोषते तजि रसनको॥
शुचि ज्ञान संजम उपकरण, लखिकैं गहैं लखिकैं धरैं।
निर्जंतु थान विलोक तन-मल, मूत्र श्लेषम परिहरैं॥३॥

છ્યાલીસ=છેંતાલીસ (૪૬) બઢાવન=વધારવા
સુકુલ=ઉત્તમ કુલ જ્ઞાન ઉપકરણ=શાસ્ત્ર
અશન=ભોજન સંજમ કરણ=પીંછી કમંડલુ

શુચિ=પવિત્ર ( શુદ્ધ ) | નિર્જંતુ=જીવ રહિત
ધરૈં=મુકે | વિલોક=જોઇને | પારહરૈં=છોડે છે
થાન=ઠેકાણું ( જગ્યા ) | શ્લેષ્મ=નાકથુંક | લીંટ )

ભાવાર્થ—મુનિરાજ ૪૬ દોષ ટાળીને ઉત્તમ શ્રાવકને ઘેર માત્ર તપ વધારવાના અભિપ્રાયથી ભોજન કરે છે (તે પણ રસ છોડીને કરે છે.) અને શરીરને પુષ્ટ કરવાની જેમની મતલબ નથી તે ત્રીજી એષણા સમિતિ છે. જે પવિત્ર શાસ્ત્ર અને પીંછી કમંડલુ વગેરેને જોઇને લે છે અને જોઇને મૂકે છે તે ચોથી આદાનનિક્ષેપણ સમિતિ છે. જે જીવ રહિત જગ્યા જોઇને શરીરના મલ, મૂત્ર, લીંટ વગેરે નાંખે છે—તે પાંચમી વ્યુત્સર્ગ સમિતિ છે. એ ૫ સમિતિઓ થઇ. ૩.

सम्यक् प्रकार निरोधि मन-वच, काय आतम ध्यावते ।
तिन सुथिर मुद्रा देखि मृगगण, उपल खाज खुजावते ॥
रस रूप गंध तथा फरस अरु, शब्द शुभ असुहावने ।
तिनमें न राग विरोध, पंचेंद्रियजयन पद पावने ॥४॥

સમ્યક્ પ્રકાર=સારી પેઠે | સુથિર=એકાગ્ર (ધ્યાનમાં લીન)
નિરોધ=રોકીને | મૃગગણ=હરણાંનાં ટોળાં
ધ્યાવતે=ધ્યાન ધરે છે | ખાજ=ખણુજ (ખજવાળ)
ખુજાવતે=ખણે છે | અસુહાવને=અશુભ
ફરસ=સ્પર્શ | વિરોધ=દ્વેષ

ભાવાર્થ:—જ્યારે મુનિરાજ સારી પેઠે મન, વચન અને કાયાને રોકીને પોતના આત્માનું ધ્યાન કરે છે, તે વખતે તેમની સ્થિર મુદ્રા જોઇને હરણાંનાં ટોળાં તેમને ધ્યાનમાં લીન જોઇ અને તેમને પત્થરની મૂર્તિ સમજીને તેમના શરીરથી પોતાની શરીરની ખજવાળ દૂર

કરે છે. એ મનો ગુપ્તિ, વચન ગુપ્તિ અને કાય ગુપ્તિ એ ત્રણ ગુપ્તિયો કહેવાય છે. જે પાંચે ઇંદ્રિયોના વિષયોમાં-સ્પર્શ (અડકવું), રસ (સ્વાદ લેવો), રૂપ (જોવું), ગંધ (સૂંઘવું) અને શબ્દ (સાંભળવું) તે ચાહે શુભ હોય કે અશુભ હોય પરંતુ તેમાં રાગ દ્વેષ કરતા નથી. તેઓ પંચેંદ્રિયજયી એટલે જિતેંદ્રિય પદને પામે છે. ૪.

समता संम्हारैं थुति उचारैं, वन्दना जिनदेवको ।
नित करैं श्रुतिरति धरैं प्रतिक्रम, तजैं तन अहमेवको ॥
जिनके न न्हौन न दंतधोवन, लेश अंबर आवरन ।
भूमाहिं पिछली रयनमैं कछु, शयन एकासन करन ॥५॥

સમતા=સામાયિક શ્રુતિરતિ=સ્વાધ્યાય સમ્હારૈં=કરે
વંદના=નમસ્કાર થુતિ=સ્તુતિ (ગુણગાન) ન્હૌન=નહાવું
દંતધોવન=દાતણ કરવું રયનિ=રાત શયન=સુઇ રહેવું
પ્રતિક્રમ=દોષોનો પસ્તાવો કરવો અને દંડ લેવો તે
તન અહમેવ=કાયોત્સર્ગ કરવું અંબર આવરણ=કપડું પહેરવું
એકાસન=એક પાસે (કરવટે) સુઇ રહેવું.

* રસઃ—દૂધ, દહીં, ઘી, મીઠું, ગળ્યું, તેલ.

ભાવાર્થ—જે મુનિરાજ (૧) સામાયિક કરે છે, (૨) સ્તુતિ કરે છે, (૩) જિનેંદ્ર દેવને વંદના કરે છે, (૪) સ્વાધ્યાય કરે છે, (૫) પ્રતિક્રમણ કરે છે. અને (૬) કાયોત્સર્ગ કરે છે, એ છ આવશ્યક નિત્ય કરે છે, જે (૧) સ્નાન કરતા નથી, (૨) દાતણ કરતા નથી, (૩) જરાપણ કપડું પહેરતા નથી, (૪) જમીન પર પાછલી રાત્રે એક પાસેથી સુઇને થોડી નિદ્રા લે છે–૫.

इकवार दिनमें लैं अहार, खडे अल्प निज पानमें ।
कचलोंच करत न डरत, परिषहसौं लगे निज ध्यानमें ॥
अरि मित्र महल मसान कंचन, काच निंदन थुतिकरन ।
अर्घावतारन असि प्रहारन,—मैं सदा समता धरन ॥६॥

| | |
|---|---|
| દિનમેં=દિવસમાં | નિજ પાનમેં=પોતાના હાથમાં |
| અહાર=ભોજન | કચ લોચ=કેશ લોચ (વાળ ઉખેડવા) |
| અલ્પ=થોડો | પરીસહ=દુઃખ |
| કચ=વાળ | નિંદન=નિંદા કરનાર |
| લોચ=ઉપાડવા ( ઉખેડવા ) | થુતિકરન=સ્તુતિ કરનાર |
| અરિ=શત્રુ | અર્ધાવતારન=અર્ઘનો ઉતારનાર |
| કંચન=સોનું | અસિ પ્રહારન=તરવારથી મારવું |

**ભાવાર્થ:**—જે મુનિરાજ દિવસમાં ૧ વખત ઉભા-ઉભા પોતાના હાથમાં (કરપાત્રમાં) અલ્પ ભોજન કરે છે, જે પોતાને હાથે વાળોનો લોચ કરે છે અને જે પરિષહોથી નહીં બ્હીને પોતાના આત્મધ્યાનમાં લીન રહે છે એ સાધુઓના ૨૮ મૂલગુણ છે, જે સાધુઓમાં હોવાજ જોઇએ.

**૨૮ મૂલગુણ.**

૫ મહાવ્રત, ૫ સમિતિ, ૫ ઇંદ્રિય જય, ૬ આવશ્યક, ૧ ન્હાવું નહીં, ૧ દાંત સાફ ન કરવાં, ૧ નગ્ન રહેવું, ૧ જમીન પર સુવું, ૧ એકવાર ભોજન કરવું, ૧ ઉભા રહીને હાથમાં આહાર લેવો, ૧ પોતાના વાળોનો લોચ કરવો. મુનિ એ ૨૮ મૂલગુણ પાળે. વળી જેમને શત્રુ કે મિત્ર, મહેલ કે મસાણ (સ્મશાનભૂમિ), સોનું કે કાચ, નિંદા કે સ્તુતિ, પૂજન કરવું કે તલવારથી મારવું એ સર્વે સમાન છે. દરેક અવસ્થામાં જે સદા શાંતચિત્ત રહ્યા કરે છે.

तप-तपैं द्वादश धरैं वृष दश, रतनत्रय सेवैं सदा ।
मुनिसाथमें वा एक विचरैं, चहैं नहिं भवसुख कदा ॥

**यौं है सकल संयमचरित सुनिये स्वरूपाचरन अब ॥**
**जिस होत प्रगटै आपनी निधि, मिटै परकी प्रवृत्ति सब ॥७॥**

તપ તપૈ=તપ કરે
દ્વાદશ=બાર
વૃષદશ=દશ ધર્મ
પરકી=પારકી પ્રવૃત્તિ=ચાલવું
નિધિ=દોલત ( ધન )
રત્નત્રય=સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્ર
સકલ ચારિત્ર=૧૩ પ્રકારનું વ્યવહાર ચારિત્ર
આપની નિધિ=આત્મ નિધિ
સ્વરૂપાચરણ=નિશ્ચય આત્મલીન ચરિત્ર ( જ્ઞાન વગેરે )
વિચરૈં=વિહાર કરે

**ભાવાર્થ:**—જે મુનિરાજ ૧૨ પ્રકારનાં તપ કરે છે, ૧૦ પ્રકારના ધર્મ પાળે છે અને હમેશાં રત્નત્રયનું પાલન કરે છે, જે બીજા મુનિઓની સાથે અથવા એકલા વિહાર કરે છે અને સંસારનાં સુખની કદિ પણ ઇચ્છા કરતા નથી; એવી રીતે મુનિરાજનું ૧૩ પ્રકારનું સકલ (વ્યવહાર) ચારિત્ર કહ્યું. હવે નિશ્ચય ચારિત્ર—આત્મ ચારિત્ર સાંભળો કે જેના થવાથી આત્માની જ્ઞાનાદિ નિધિયો પ્રકટે છે અને પર વસ્તુમાં સર્વ પ્રકારની પ્રવૃત્તિ મટે છે. ૭.

**૧૩ પ્રકારનું ચારિત્ર.**

૫ મહાવ્રત, ૫ સમિતિ, અને ૩ ગુપ્તિ.

**૧૨ તપ** (૬ બહિરંગ, ૬ અંતરંગ.)

૬ બહિરંગ તપ—૧ અનશન=ઉપવાસ કરવો, ૨ ઉનોદર=ભુખથી ઓછું ખાવું, ૩ વ્રત પરિસંખ્યાન=અટપટી આખડી લેવી, ૪ રસ પરિત્યાગ=રસ છોડવા, ૫ વિવિક્ત શય્યાસન=એકાંતમાં સુવું બેસવું, ૬ કાયકલેશ=શરીરે કષ્ટ વેઠવું.

૬ અભ્યંતર (અંતરંગ) તપ—૭ પ્રાયશ્ચિત=દોષોનો દંડ લેવો, ૮ વિનય=ધર્મ અને ધર્માત્માઓનો વિનય કરવો, ૯ વૈયાવૃત્ય=ધર્મની સેવા ચાકરી કરવી, ૧૦ સ્વાધ્યાય=શાસ્ત્ર વાંચવું, ૧૧ કાર્યોત્સર્ગ=ઉભા ઉભા ધ્યાન કરવું, ૧૨ ધ્યાન=ધર્મધ્યાન શુકલધ્યાનનું ચિંતવન કરવું તે.

## ૧૦ ધર્મ.

૧ ઉત્તમ ક્ષમા=ક્રોધ ન કરવો. ૨ ઉત્તમ માર્દવ=માન ન કરવો. ૩ ઉત્તમ આર્જવ=માયા ન કરવી. ૪ ઉત્તમ શૌચ=લોભ ન કરવો. ૫ ઉત્તમ સત્ય=સાચું બોલવું. ૬ ઉત્તમ સંયમ=નિયમ આખડી લેવી. ૭ ઉત્તમ તપ=ઇચ્છાઓને રોકવી. ૮ ઉત્તમ ત્યાગ=દાન કરવું. ૯ ઉત્તમ આકિંચન્ય=મારૂં કંઇ નથી એવું સમજી પરિગ્રહનો ત્યાગ. ૧૦ ઉત્તમ બ્રહ્મચર્ય=સ્ત્રી માત્રનો ત્યાગ.

## ચાર પ્રકારનાં દાન.

૧ આહારદાન=ખાવા પીવા આપવું તે. ૨ ઔષધદાન=દવા (ઔષધ) આપવું તે. ૩ અભયદાન=જીવોનું રક્ષણ કરવું તે. ૪ જ્ઞાનદાન=શાસ્ત્ર વગેરે આપવાં તે.

## ૨ પ્રકારનો શૌચ.

૧ બાહ્ય શૌચ=શરીર કપડાં વગેરે સ્વચ્છ.

૨ અભ્યંતર શૌચ=પરસ્ત્રી પરધનનો ત્યાગ.

**जिन परम पैनी सुबुधि छैनी, डारि अन्तर भेदिया ।**
**वरनादि अरु रागादितैं, निज भावको न्यारा किया ॥**
**निजमाहिं निजके हेत निजकर, आपको आपै गह्यौ ।**
**गुन गुनी ज्ञाता ज्ञान ज्ञेय, मझार कछु भेद न रह्यौ ॥८॥**

પરમ પૈની=બહુ પાણીદાર — સુબુદ્ધિ=ભેદ જ્ઞાન
ભેદજ્ઞાન=આત્મા અને શરીર એ બેને જુદું જુદું સમજાવનારૂં જ્ઞાન
વરણાદિ=વર્ણ વગેરે પુદ્ગલના ૨૦ ગુણ — ન્યારા=જુદો ભેદિયા=તોડીને
ગુણી=જેમાં ગુણ હોય તે — જ્ઞાતા=જાણવાળો આત્મા
જ્ઞેય=જેને જાણે-પદાર્થ — કછુ=કાંઇ
મઝાર=ભીતર (અંદર) — જ્ઞાન=જેથી જાણે તે

**ભાવાર્થ:**—મુનિરાજ સ્વરૂપાચરણના વખતે બહુ પાણીદાર એવી ભેદજ્ઞાન રૂપી છીણીથી અંતરના પડદાને તોડીને, પુદ્ગલના વરણાદિ ૨૦ ગુણથી અને રાગ દ્વેષ

ક્રોધ, માન વગેરે ભાવોથી પોતાના આત્માના ભાવોને જુદા કરે ત્યારે પોતાના આત્મામાં, પોતાના આત્માના હિતને માટે, પોતાના આત્મા દ્વારા, પોતાના આત્માને પોતે ગ્રહણ કરે છે ત્યારે ગુણ, ગુણી, જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાનમાં કંઈ ભેદ રહેતો નથી મતલબકે તે ધ્યાનમય અવસ્થામાં સર્વે એક થઇ જાય છે અને વિકલ્પ મટી જાય છે. ૮.

जहँ ध्यान ध्याता ध्येयको न, विकल्प वचभेद न जहां।
चिद्भाव कर्म चिदेश करता, चेतना किरिया जहां ॥
तीनों अभिन्न अखिन्न शुभ,-उपयोगकी निश्चल दशा।
प्रगटी जहां दृग-ज्ञान-व्रत ये, तीनधा एकै लशा ॥९॥

ધ્યાતા=ધ્યાન કરનાર વિકલ્પ=ભેદ ધ્યેય=ધ્યાન કરવા લાયક
ચિદેશ=આત્મા ચિદ્‌ભાવ=આત્મિક ભાવ અભિન્ન=એક
અખિન્ન=એક બીજાથી ન ટૂટનારાં તીનધા=ત્રણ પ્રકારનાં

**ભાવાર્થ:**—જે આત્મધ્યાનની અવસ્થામાં ધ્યાતા, ધ્યાન અને ધ્યેયનો કોઇ ભેદ નથી તેમ વચનથી કહેવા-લાયક ભેદ પણ નથી. તેમાં તો ચેતના ભાવજ કર્મ, ચેત-નાજ કર્તા, અને ચેતનાજ ક્રિયા છે. અહીં કર્તા, કર્મ અને ક્રિયા એ ત્રણે બિલકુલ જુદા નથી તેમજ એક બીજાથી ટૂટવા લાયક પણ નથી. અહીં તો શુદ્ધ ભાવની સ્થિર અવસ્થા છે, જેમાં દર્શન, જ્ઞાન અને ચારિત્ર એ ત્રણ એક રૂપ થઇ પ્રકાશમાન થઇ રહ્યા છે. ૯.

**ઉપયોગ ત્રણ પ્રકારના છે.**

૧—અશુભોપયોગ=પાપના ભાવ. ૨—શુભોપયોગ=પુન્યના ભાવ. ૩—શુદ્ધોપયોગ=આત્મિક ભાવ

परमाण नय निक्षेपको न, उद्योत अनुभवमें दिखै ।
दृग-ज्ञान सुख-बलमय सदा, नहिं आनभाव जु मो विखै ।।
मैं साध्य साधक मैं अबाधक, कर्म अरु तसु फलनितैं ।
चितपिंड चंड अखंड सुगुन,-करंड च्युत पुनि कलनितैं।।१०।।

२ પ્રમાણુ=૧-પ્રત્યક્ષ, ૨-પરોક્ષ — ઉદ્યોત=પ્રકાશ
૭ નય=નૈગમાદિ સાત નય — મો વિખે=મારામાં
૪ નિક્ષેપ=દ્રવ્ય-ક્ષેત્ર, કાલ, ભાવ — સાધ્ય=સાધવા લાયક
આનભાવ=બીજા ભાવ — સાધક=સાધનારો
અબાધક=બાધા રહિત — ચિતપિંડ=ચૈતન્યનો પીંડ
કરંડ=પેટારો — ચ્યુત=રહિત — કલનિ=પાપ ( મેલ )
અખંડ=આખો — ચંડ=તેજસ્વી — સુગુણુ=ઉત્તમ ગુણુ

**ભાવાર્થઃ**—જે ધ્યાન અવસ્થામાં પ્રમાણુ, નય અને નિક્ષેપનો પ્રકાશ આત્માના અનુભવમાં આવતો નથી, પરંતુ તે વખતે તો આત્મા વિચારે છે કે હુંજ અનંતદર્શન, જ્ઞાન, સુખ અને શક્તિરૂપ છું, તે સિવાય બીજા કોઇ ભાવ મારામાં નથી. હુંજ સાધ્ય અને હુંજ સાધક તથા બાધા રહિત અને કર્મ તથા કર્મનાં ફલ (સુખ દુઃખ)થી રહિત હુંજ છું. વળી હું ચૈતન્યનો પીંડ અર્થાત્ સમૂહ છું અને હુંજ પ્રચંડ, અખંડ તથા ઉત્તમ ગુણોનો પેટારો છું. તથા સર્વે પાપરૂપી મેલથી રહિત છું. ૧૦.

यौं चिन्त्य निजमें थिर भये तिन अकथ तो आनँद लह्यौ ।
सो-इन्द्र नाग नरेंद्र वा, अहमेंद्रकै नाहीं कह्यौ ।।
तब ही शुकलध्यानाग्निकरि, चउ घाति विधि-कानन दह्यौ ।
सब लख्यौ केवलज्ञानकरि, भ[illegible] शिवमग कह्यौ।।११।।

ચિંત્ય=ચિંતવીને — નિજમેં=આત્મામાં — સો=તે

અકથ=કહી ન શકાય તેટલો નરેંદ્ર=રાજા (ચક્રવર્તિ)
તબહી=ત્યારે કાનન=વન દાહ્યો=બાળ્યો

**ભાવાર્થ**—મુનિરાજ એવી રીતે ચિંતવીને પોતાના આત્મામાં લીન થઇ જાય છે, ત્યારે તેમને કહી ન શકાય તેટલો આનંદ (સુખ) થાય છે, તે સુખ ઇંદ્ર, નાગેંદ્ર, ચક્રવર્તિ કે અહમિંદ્રને પણ મળતું નથી. તે વખતે શુક્લ ધ્યાન રૂપી અગ્નિથી ૪ ઘાતિયાં કર્મને વન પેઠે બાળીને કેવળજ્ઞાનને પ્રાપ્ત કરે છે અને તે દ્વારા ત્રણે કાળની વાતો (હાથમાં રાખેલા આમળાની માફક) જાણીને ભવ્ય પુરૂષોને મોક્ષ માર્ગનો ઉપદેશ કરે છે, તે એમની અરિહંત અવસ્થા કહેવાય છે. ૧૧.

पुनि घाति शेष अघातिविधि, छिनमाहिं अष्टमभू वसैं ।
वसुकर्म विनसै सुगुन वसु, सम्यक्त्व आदिक सब लसैं ॥
संसार खार अपार पारावार, तरि तीरहिं गये ।
अविकार अकल अरूप शुचि, चिद्रूप अविनाशी भये ॥१२॥

પુનિ=વળી-પછી અધાતિવિધિ=અધાતિયાં કર્મો
ઘાતિ=ઘાત કરી (નાશ કરી) છિનમાંહી=૧ ક્ષણવારમાં
શેષ=બાકીનાં અષ્ટમભૂ=મોક્ષ
આદિક=વગેરે અવિકાર=દોષ રહિત
પારાવાર=સમુદ્ર અકલ=શરીર રહિત
અરૂપ=રૂપ રહિત ચિદ્રૂપ=ચૈતન્ય રૂપ

**ભાવાર્થઃ**—પછી તેઓ બાકીનાં ૪ અઘાતિયાં કર્મોનો નાશ કરીને એક ક્ષણવારમાં મોક્ષમાં ચાલ્યા જાય છે. ૮ કર્મોનો નાશ થવાથી તેમનામાં સમ્યક્ત્વ વગેરે ૮ ગુણ પ્રકટ થાય છે. જેમકે—મોહના નાશથી સમ્યક્ત, જ્ઞાનાવરણીયના નાશથી જ્ઞાન, દર્શનાવરણીયના નાશથી દર્શન,

અંતરાયના નાશથી વીર્ય, આયુના નાશથી અવગાહના નામના નાશથી સુક્ષ્મત્વ, ગોત્રના નાશથી અગુરૂલઘુ અને વેદનીના નાશથી અવ્યાબાધ. તેઓ સંસારરૂપી સમુદ્રથી તરીને અને પાર પહોંચીને વિકાર, શરીર અને મૂર્તિ રહિત થઇ શુદ્ધ ચૈતન્યમય અવિનાશી સિદ્ધ થઇ જાય છે. ૧૨.

निजमाहिं लोक अलोक गुण, परजाय प्रतिबिंबित थये ।
रहिहैं अन्तानन्त काल, यथा तथा शिव परणये ॥
धनि धन्य हैं जे जीव नरभव, पाय यह कारज किया ।
तिनही अनादी भ्रमण पंच प्रकार, तजि वर सुख लिया ॥१३॥

પ્રતિબિંબિત ભયે=દર્પણ માફક ઝળકે છે. કારજ=કામ પરણયે=રહે છે
યથા=જેવીરીતે તિનહી=તેમણેજ રહિહૈં=રહેશે
તથા=તેવી રીતે વર=ઉત્તમ

ભાવાર્થઃ—તે સિદ્ધ ભગવાનના આત્મામાં લોક અને અલોક પોતાના ગુણ અને પર્યાયો એવાં ઝળકે છે કે જેમ પદાર્થ આરસામાં ઝળકે છે. મોક્ષમાં જેવી રીતે બીજા સિદ્ધના જીવો છે, તેવી રીતે તેપણ અનંતાનંત કાળ સુધી રહેશે. જે જીવોએ મનુષ્ય ભવ પામીને આવું ઉત્તમ કાર્ય કર્યું તે જીવોને ધન્ય છે, ધન્ય છે. એવાજ જીવોએ અનાદિ કાળથી ચાલ્યા આવતા પાંચ પ્રકારના પરિવર્તન-રૂપ સંસારનો ત્યાગ કરી ઉત્તમ સુખની પ્રાપ્તિ કરી છે. ૧૩.

मुख्योपचार दुभेद यौं बड़भागि रत्नत्रय धरैं ।
अरु धरैंगे ते शिव लहैं, तिन सुयशजल जगमल हरैं ॥
इम जानि आलस हानि साहस, ठानि यह सिख आदरौ ।
जबलौं न रोग जरा गहै, तबलौं जगत निजहित करौ ॥१४॥

મુખ્યોપચાર=નિશ્ચય અને વ્યવહાર દુભેદ=૨ પ્રકારનો

| | |
|---|---|
| ધરૈંગે=ધારણ કરશે | લહૈંગે=પામશે |
| હાનિ=દૂર કરી | ઠાનિ=મેળવી ( કરી ) |
| જબલૌ=જ્યાં સુધી | તબલૌ=ત્યાંસુધી |
| જરા=ઘડપણ | ઝટિતિ=ઝટ લઈને |

**ભાવાર્થ:**—જે પુણ્યવાન નિશ્ચય અને વ્યવહાર એ બે ભેદ રૂપ રત્નત્રયને ધારણ કરે છે અને કરશે તે મોક્ષ પ્રાપ્ત કરશે અને તેમની કીર્તિરૂપી જલ જગતના મેલને હરશે, એમ જાણીને આળસ રહિત થાઓ અને સાહસ કરીને આ ઉપદેશ ગ્રહણ કરો અને જ્યાં સુધી રોગ અને ઘડપણ ન આવે ત્યાં સુધી જલ્દીથી પોતાનું ભલું કરીલો. ૧૪.

यह राग आग दहै सदा, तातैं समामृत सेइये ।
चिर भजे विषय कषाय अब तौ, त्यागि निजपद बेइये ॥
कहा रचौ पर पदमें न तेरो, पद यहै क्यों दुख सहै ।
अब 'दौल' होउ सुखी स्वपदरचि, दाव मत चूकौ यहै॥१५॥

| | | |
|---|---|---|
| આગ=અગ્નિ | સમામૃત=સમતારૂપી અમૃત | ક્યોં=કેમ |
| દહે=બળે | ભજે=સેવન કર્યા | રચ્યો=લીન |
| ચિર=હમેશાં | કહા=શું | હોઉ=થા |
| દાવ=અવસર | સ્વપદ=આત્મપદ | |

**ભાવાર્થ:**—આ સંસારમાં રાગ રૂપી અગ્નિ સદા બળી રહી છે તેથી જીવ દુઃખી થાય છે, તેથી સમતા રૂપી અમૃત પીવું જોઈએ. વિષય અને કષાય તો હમેશાં સેવન કર્યાં, હવે તો એને ત્યાગીને આત્મપદ (સિદ્ધ પદ) પ્રાપ્ત કરવું જોઈએ. અરે ! તું પર પદાર્થોમાં લોભાઈ રહ્યો છે ! પર પદાર્થો એ તારા નથી. તું શા માટે દુઃખ સહન કરે છે ? હવે હે દોલતરામ ! આત્મ-પદમાં મન લગાવ. આ આવેલો અવસર (દાવ) ખો (જવા દે) નહીં. ૧૫.

## છઠ્ઠી ઢાળનો સારાંશ.

આ ઢાળમાં મુનિરાજનું ૧૩ પ્રકારનું ચારિત્ર તથા ૨૮ મૂળ ગુણ કહ્યા છે. પછી નિશ્ચય ચારિત્રનું વર્ણન કરીને શુદ્ધોપયોગ અવસ્થા બતાવી છે, જેમાં ધ્યાતા, ધ્યાન અને ધ્યેયનો ભેદ રહેતો નથી. એવા નિશ્ચય ધ્યાનના બળથી આત્મા આઠમા ગુણસ્થાનમાં ચઢીને બીજા શુકલ ધ્યાનને મેળવે છે. પછી બારમા ગુણસ્થાનમાં પહોંચી બીજા શુકલ ધ્યાનના ચાર ઘાતિયા કર્મોનો નાશ કરી નાંખે છે. અને કેવળજ્ઞાન પ્રાપ્ત કરી ભવ્ય જીવોને મોક્ષ-માર્ગનો ઉપદેશ કરે છે. પછી બાકીના ૪ અઘાતિયાં કર્મનો પણ નાશ કરીને સર્વ કર્મ અને શરીરથી છુટીને ૩ લોકના ઉપર સિદ્ધ લોકમાં પહોંચી સિદ્ધ કહેવાય છે.

એ સિદ્ધના જીવ ત્યાં અનંતાનંત કાળ સુધી સુખ ભોગવતા રહે છે-સંસારના આવાગમનથી છુટી જાય છે. એ આનંદમય સિદ્ધ અવસ્થાનું કારણ નિશ્ચય અને વ્યવહાર એ બન્ને ભેદરૂપ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર છે. ભવ્ય જીવે આ આળસ છોડીને એને ગ્રહણ કરવું જોઈએ.

જે વિષય કષાયોને હમેશાંથી સેવન કર્યાં, તેનાથી મન હટાવીને મોક્ષ-સુખ મેળવવાનો ઉદ્યમ મનુષ્ય ભવ સિવાય બીજા ભવમાં થઈ શકતો નથી અને મનુષ્ય ભવ પણ મળવો ઘણોજ કઠણ છે. એક વખત તે નકામો ગુમાવવાથી ફરી ફરીને મળતો નથી; તે માટે જે આ સંજોગો મળ્યા છે, તો આવેલો અવસર ચુકવો નહી જોઈએ, એજ આ ઢાળનો સાર છે.

### ગ્રંથકર્તાનું વક્તવ્ય-દોહરા.

इकं नवं वसु इकं वर्षकी, तीज शुकल वैशाख ॥
कर्यो तत्व उपदेश यह, लखि बुधजनकी भाख ॥१॥

लघु धी तथा प्रमादतें, शब्द अर्थकी भूल ॥
सुधी सुधार पढ़ो सदा, जो पावौ भव-कूल ॥२॥

શુકલ=સુદ ( અજવાળી ) સુધી=બુદ્ધિમાન ધી=બુદ્ધિ
લઘુ ધી=થોડી બુદ્ધિ કૂલ=કિનારો

**ભાવાર્થ:**—( પંડિત દોલતરામજીએ ) સંવત ૧૮૯૧ ના વૈશાખ સુદ ૩ ના રોજ પં. બુધજન કવિના છઃ ઢાલાનો ભાવ લઈને આ તત્વોનો ઉપદેશ પૂર્ણ કર્યો. દોલતરામજી કહે છે કે મારી થોડી બુદ્ધિથી તથા પ્રમાદથી શબ્દ અને અર્થમાં ભૂલ હોય તો બુદ્ધિમાનો સુધારીને ભણજો, કે જેથી સંસારનો કિનારો પામશો.

**ભાવાર્થ**—શ્રી. શીતલપ્રસાદજી બ્રહ્મચારીજી મહારાજ કહે છે કે વીર સં. ૨૪૩૫ ના માગસર માસના અજવાળીઆ (શુકલ) પક્ષમાં અજપંથા સિદ્ધ ક્ષેત્ર ઉપર આત્માના અનુભવ માટે આ ટીકા (પૂર્ણ) કરી.



## પ્રશ્નો.

### પહેલી ઢાલ.

૧ લોક કેટલા અને કયા છે ? ૨ ત્રણલોકમાં સાર પદાર્થ શું છે?
૩ વીતરાગ વિજ્ઞાનતા એટલે શું ? ૪ ત્રણ યોગનાં નામ બતાવો ?
૫ ત્રણ લોકમાં કેટલા જીવ છે ? અને તે શું ચાહે છે ?
૬ આ જીવ કયારનો ભ્રમણ કરે છે ? અને તે શાથી ભ્રમણ કરે છે ?
૭ આ જીવ નિગોદમાં કેટલો વખત રહ્યો અને ત્યાં કયાં શરીર ધારણ કર્યાં ?
૮ નિગોદમાં એક શ્વાસમાં કેટલી વખત જન્મ મરણ થાય છે ?
૯ નિગોદિયા જીવોની ગતિ કઇ ? અને કાય કઇ ?
૧૦ ત્રસ જીવ કોને કહે છે ? ૧૧ પૃથ્વિકાય, અપકાય, એ વગેરે કેવા જીવ છે ?

૧૨ સ્થાવર જીવ કોને કહે છે ? અને તે કેટલા પ્રકારના છે ?
૧૩ ભવ્ય કોને કહે છે ? ૧૪ વનસ્પતિ કેટલા પ્રકારની તે સમજાવો ?
૧૫ નિગોદમાંથી નિકળીને કઇ કઇ પર્યાય ધારણ કરી ?
૧૬ ત્રસ જીવને કેટલી ઇંદ્રિયો હોય છે તથા તે મળવી કેટલી કઠણ છે ?
૧૭ બે ઇંદ્રિય, ૩ ઇંદ્રિય, ૪ ઇંદ્રિય, અને ૫ ઇંદ્રિય જીવોનાં નામ બતાવો.
૧૮ ભમરાને કઇ ઇંદ્રિ ન હોય ?
૧૯ કીડીને આંખ ન હોય તો તે કેવી રીતે ફરે છે ?
૨૦ સૈની અસૈની કોને કહે છે ? કેટલી ઇંદ્રિય સુધી અસૈનીજ હોય ?
૨૧ આ જીવે પશુ પર્યાયમાં શું શું દુઃખ સહન કર્યાં ?
૨૨ ખોટા સંકલેશ ભાવોથી મરવાથી કઇ ગતિમાં જાય છે ?
૨૩ નરકની ભૂમિને સ્પર્શ કરવાથી કેટલું દુઃખ થાય છે ?
૨૪ નરકની નદીનું વર્ણન કરો. ૨૫ નરકના સેમર વૃક્ષનું વર્ણન કરો.
૨૬ નરકમાં ટાઢ અને તાપ કેટલો છે? ૨૭ મેરૂ પર્વત કેવડો છે ?
૨૮ અસુરકુમાર દેવો ક્યાં સુધી જાય છે અને ત્યાં જઇ શું કરે છે ?
૨૯ નરકમાં રહે છે તેને શું કહીએ છિએ ? એમનું શરીર કેવું હોય છે ?
૩૦ નરકમાં તરસ કેટલી લાગે છે ? ૩૧ નરકમાં ભૂખ કેટલી લાગે છે ?
૩૨ નરકમાં આયુષ કેટલું હોય છે? ૩૨ મનુષ્યગતિ કેવી રીતે મળે છે ?
૩૩ મનુષ્ય ગતિમાં શું દુઃખ પડે છે ? ૩૪ મનુષ્યની ૩ અવસ્થાઓ કઇ અને તે કેવી રીતે ખોઇ ?
૩૫ અકામ નિર્જરા કોને કહે છે ! અને તે કરવાથી શું થાય છે ?
૩૬ ભવનત્રિક દેવ કયા છે, અને તેમાં શું દુઃખ છે ?
૩૭ વિમાનવાસી દેવ કયા છે ? બધા દેવ કેટલા પ્રકારના છે ?
૩૮ આ જીવ સ્વર્ગમાં પણ કેમ દુઃખ ભોગવે છે ?
૩૯ દેવમાંથી મરીને નીચામાં નીચો કોનો અવતાર ધારણ કરે ?
૪૦ પરિવર્તન એટલે શું ? અને તે કેટલાં છે ?
૪૧ સંસારમાં પરિભ્રમણ કરવાનું કારણ અને છૂટવાનું કારણ જણાવો ?
૪૨ આ ઢાળનો સાર (મતલબ) લખો.

## બીજી ઢાલ.

૧ આ સંસારમાં આ જીવ શા કારણથી ભ્રમણ કરે છે ?
૨ પ્રયોજનભૂત તત્વ કેટલાં અને ક્યાં છે ?
૩ એ ૭ તત્વજ પ્રયોજનભૂત કેમ છે ? ૪ મિથ્યા દર્શન કોને કહે છે ?
૪ આત્માનું લક્ષણ બતાવો તથા આત્માનું બીજું નામ શું ?
૫ મૂર્તિક કોને કહે છે ? અને અમૂર્તિક કોને કહે છે ?
૭ મિથ્યાદર્શનનું લક્ષણ લખો ? ૮ મૂલ દ્રવ્ય કેટલા છે ?
૯ મિથ્યાદર્શનના ઉદયથી આ જીવ પોતાને કેવી રીતે માને છે ?
૧૦ મિથ્યા દૃષ્ટિ જીવ જન્મ મરણને કેવી રીતે સમજે છે ?
૧૧ રાગાદિ ભાવોથી શું થાય છે ?
૧૨ મિથ્યાદૃષ્ટિ જીવ રૂચિ અને અરૂચિ શામાં કરે છે ?
૧૩ પુન્ય પાપનું ફલ શું ? ૧૪ આત્મ-શક્તિને ભૂલી જવાનું શું કારણ?
૧૫ મિથ્યા જ્ઞાન કોને કહે છે ? ૧૬ મિથ્યા ચારિત્ર કોને કહે છે ?
૧૭ મિથ્યાત્વ કેટલા પ્રકારનું ? ૧૮ ગૃહિત મિથ્યાત્વનું કારણ શું છે ?
૧૯ મિથ્યા દર્શન, મિથ્યા જ્ઞાન, અને મિથ્યા ચારિત્રના ભાવ ક્યાં સુધી રહેશે ?
૨૦ કુગુરૂનું સ્વરૂપ કહો અને તે પત્થરના નાવ જેવા કેમ છે તે સમજાવો.
૨૧ દર્શનમોહ કોને કહે છે ?
૨૨ ખોટા દેવ ક્યા છે ? એની સેવા કરવાથી શું થાય છે ?
૨૩ ખોટા ધર્મનું લક્ષણ કહો. એને માનવાથી શું થાય છે ?
૨૪ હિંસા કેટલા પ્રકારની છે ? તે જુદી જુદી સમજાવો.
૨૫ ગૃહિત મિથ્યા જ્ઞાન કોને કહે છે ?
૨૬ ગૃહિત મિથ્યા ચારિત્રનું સ્વરૂપ કહો ?
૨૭ મિથ્યા ચારિત્રના બીજાં પણ દૃષ્ટાંત કહો ?
૨૮ આ ઢાલની મતલબ બોલી જાઓ.

## ત્રીજી ઢાલ.

૧ સાચું સુખ કોને કહે છે ?
૨ એવી અવસ્થા બતાવો કે આકુલતા ન હોય ?
૩ મોક્ષ ક્યાં છે ? ૪ સાચું સુખ મેળવવા શું ઉપાય છે ?

૫ મોક્ષ–માર્ગ શું છે ? ૬ રત્નત્રય કેટલા પ્રકારના છે ?
૭ નિશ્ચય મોક્ષમાર્ગ કોને કહે છે ? ૮ વ્યવહાર મોક્ષમાર્ગ કોને કહે છે ?
૯ નિશ્ચય સમ્યગ્દર્શન કોને કહે છે ?
૧૦ નિશ્ચય સમ્યગ્જ્ઞાન કોને કહે છે ?
૧૧ નિશ્ચય સમ્યક્ચારિત્ર કોને કહે છે ?
૧૨ વ્યવહાર સમ્યગ્દર્શન કોને કહે છે ?
૧૩ શાસ્ત્રોનું બહુ તત્વજ્ઞાન હોવા છતાં મિથ્યાજ્ઞાન કેમ કહેવાય છે ?
૧૪ સમ્યગ્દર્શનનું બીજું નામ શું ?
૧૫ ત્રણ પ્રકારના આત્માનું વર્ણન કરો ?
૧૬ બહિરાત્મા કોને કહે છે ?
૧૭ અંતરાત્મા કોને કહે છે ? ને કેટલા ભેદ છે ?
૧૮ ઉત્તમ મધ્યમ જઘન્ય અંતરાત્માનું વર્ણન કરો.
૧૯ અંતરંગ પરિગ્રહ બતાવો. ૨૦ પરિગ્રહ કેટલા પ્રકારના છે ?
૨૧ બહિરંગ પરિગ્રહનાં નામ દો. ૨૨ સામાન્ય વિશેષ સમજાવો ?
૨૩ પરમાત્મા કોને કહે છે અને તે કેટલા પ્રકારના છે ?
૨૪ સકલ પરમાત્મા કોને કહે છે ? ૨૫ નિકલ પરમાત્મા કોને કહે છે ?
૨૬ ૪ ઘાતિયા કર્મનાં નામ દો. અને ત ઘાતિયાં કેમ કહેવાય છે ?
૨૭ ૪ અઘાતિયાં કર્મનાં નામ દો. ૨૮ ત્રણ પ્રકારનાં કર્મ કયાં છે ?
૨૯ દ્રવ્યકર્મ, નોકર્મ ને ભાવકર્મના ભેદ બતાવો.
૩૦ બહિરાત્મપણાને ત્યાગીને પરમાત્માની સેવા કરવાથી શું થાય છે ?
૩૧ અજીવ તત્વ કોને કહે છે ? ૩૨ અજીવના કેટલા ભેદ છે ?
૩૩ પુદ્ગલ કોને કહે છે અને તેના કેટલા ગુણ છે ! ગણી બતાવો ?
૩૩ ધર્મ દ્રવ્ય કોને કહે છે ? ૩૫ અધર્મ દ્રવ્ય કોને કહે છે ?
૩૬ આકાશ દ્રવ્ય કોને કહે છે ? અને તેના કેટલા ભેદ છે ?
૩૭ કાળ દ્રવ્ય કોને કહે છે ? અને તેના કેટલા ભેદ છે ?
૩૮ નિશ્ચય કાળદ્રવ્ય કોને કહે છે ? ૩૯ વ્યવહાર કાલ કોને કહે છે ?
૪૦ આશ્રવ તત્વ કોને કહે છે ? અને તેના કેટલા ભેદ છે ?
૪૧ બંધ તત્વ કોને કહે છે ? ૪૨ આત્માને દુઃખ દેનાર ભાવ કેટલા છે ?

૪૩ સંવર તત્વ કોને કહે છે ?  ૪૪ સંવર શું કરવાથી થાય છે
૪૫ નિર્જરા તત્વ કોને કહે છે ? ૪૬ નિર્જરા શું કરવાથી થાય છે ?
૪૭ મોક્ષ તત્વ કોને કહે છે ?  ૪૮ સમ્યગ્દર્શન થવાનાં કારણ બતાવો.
૪૯ સમ્યકત્વના કેટલા દોષ છે ? અને તે કયા કયા તે બધા ગણી બતાવો.
૫૦ સમ્યકત્વનાં ૮ અંગનાં નામ દો.  ૫૧ નિશંકિત અંગ કોને કહે છે ?
૫૨ નિઃકાંક્ષિત અંગ કોને કહે છે ?
૫૩ નિર્વિચિકિત્સા અંગ કોને કહે છે ?
૫૪ અમૂઢદષ્ટિ અંગ કોને કહે છે ?  ૫૫ ઉપગુહન અંગ કોને કહે છે ?
૫૬ સ્થિતિકરણ અંગ કોને કહે છે ? ૫૭ વાત્સલ્ય અંગ કોને કહે છે ?
૫૮ પ્રભાવના અંગ કોને કહે છે ?
૫૯ મદ કોને કહે છે ? તેનાં નામ બોલો.
૬૦ અનાયતન એટલે શું ? અને તે અનાયતન કેટલાં છે, તેનાં નામ બોલો.
૬૧ મૂઢતા કેટલી અને કઇ કઇ છે ?  ૬૨ લોકમૂઢતા કોને કહે છે ?
૬૩ દેવમૂઢતા કોને કહે છે ?  ૬૪ ગુરૂમૂઢતા કોને કહે છે ?
૬૫ સમ્યગ્દૃષ્ટિ ... કોને નમસ્કાર કરે છે અને કોને નમસ્કાર નથી કરતો ?
૬૬ વ્રત ઉપવાસ ન કરે એવા સમ્યગ્દૃષ્ટિની ઇંદ્રાદિક દેવો પૂજા કરે કે નહી ? અને જો કરે તો માટે કરે છે ?
૬૭ સમ્યગ્દૃષ્ટિ મરીને ક્યાં જાય છે અને ક્યાં ક્યાં જન્મ લેતો નથી ?
૬૮ ત્રણ કાળ કયા તે સમજાવો ?
૬૯ ત્રણલોકમાં અને ૩ કાલમાં ધર્મનું મૂળ શું ?
૭૦ મોક્ષમહેલમાં ચઢવાની પહેલી નિસરણી કઇ ?
૭૧ સમ્યક્ત્વ વગર જ્ઞાન અને ચારિત્ર કેવાં કહેવાય છે ?
૭૨ આ ત્રીજી ઢાલનો સાર સમજાવો
૭૩ સમ્યગ્દૃષ્ટિ વ્રત ઉપવાસ શા કારણથી કરી શકતો નથી ?

## ચોથી ઢાલ.

૧ સમ્યગ્જ્ઞાન કોને કહે છે ?  ૨ સમ્યગ્જ્ઞાન ક્યારે થાય છે ?
૩ સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનમાં શું તફાવત છે ? અને બેમાંથી પહેલું કયું થાય છે તે દાખલો આપી સમજાવો.

૪ સમ્યગ્જ્ઞાનના ભેદ બતાઓ
૫ પરોક્ષ એટલે શું અને પ્રત્યક્ષ એટલે શું ?
૬ પરોક્ષ જ્ઞાન ક્યાં ? ૭ મતિ શ્રુત એ બે પરોક્ષ કેમ ન કહેવાય ?
૮ દેશપ્રત્યક્ષ જ્ઞાન ક્યાં ક્યાં છે ! અને તે દેશપ્રત્યક્ષ કેમ કહેવાય છે ?
૯ સકલપ્રત્યક્ષ જ્ઞાન કયું છે ? અને તે સકલપ્રત્યક્ષ કેમ કહેવાય છે ?
૧૦ જ્ઞાન થવાથી શું લાભ છે ?
૧૧ જ્ઞાની જીવ ક્ષણવારમાં કેટલાં કર્મ ખપાવે છે ?
૧૨ સમ્યગ્જ્ઞાનના કેટલા દોષ છે ? અને તે ક્યા કયા તે સમજ પાડો.
૧૩ આત્મજ્ઞાન વિના મનુષ્ય જન્મ અને શ્રાવકનું કુલ વગેરે મળવું કેવું દુર્લભ છે
૧૪ આ જીવની સાથે શું રહે છે અને સાથે ન આવે તે શું ?
૧૫ અવિચલ જ્ઞાન મેળવવા માટે શું ઉપાય કરવા ? જ્ઞાન ઉત્તમ અમૃત શાથી છે ?
૧૬ સમ્યગ્જ્ઞાન વગર બીજા કોઇ ઉપાયથી મુક્તિ મળે છે કે નહિ અને તે કેમ ?
૧૭ પાંચ ઇંદ્રિયોના વિષયો કયા ?
૧૮ વિષયોની અગ્નિ શું કરવાથી ઠંડી પડે ?
૧૯ પાપ અને પુન્યના ફલમાં હરખ શોક કરવો કે નહિ ! અને કેમ ?
૨૦ પાપ અને પુન્ય એ કયું દ્રવ્ય છે ?
૨૧ સંસારમાં સારભૂત પદાર્થ કયો છે ?
૨૨ લાખો વાતોની એક વાત કઇ ?
૨૩ અને જગતના ઝગડા શા માટે છોડવા ?
૨૪ સમ્યક્ ચારિત્ર ક્યારે ગ્રહણ કરવું ?
૨૫ ચારિત્રના કેટલા ભેદ છે તે સમજાવો.
૨૬ શ્રાવકનાં ૧૨ વ્રતનાં નામ કહો ? ૨૭ પાંચ અણુવ્રતનાં નામ દો ?
૨૮ અહિંસા અણુવ્રત કોને કહે છે ? ૨૯ સત્ય અણુવ્રત કોને કહે છે ?
૩૦ અચૌર્ય અણુવ્રત કોને કહે છે ?
૩૧ સ્વસ્ત્રી સંતોષ અણુવ્રત કોને કહે છે.
૩૨ પરિગ્રહ પરિમાણ અણુવ્રત કોને કહે છે ?

૩૩ ત્રણ ગુણવ્રતોનાં નામ દો.
૩૪ દિગ્વ્રત કોને કહે છે ? ૩૫ દેશવ્રત કોને કહે છે ?
૩૬ અનર્થદંડત્યાગ વ્રત કોને કહે છે ? અને તેના કેટલા ભેદ છે ?
૩૭ અપધ્યાન અનર્થદંડ કોને કહે છે ?
૩૮ પાપોપદેશ અર્થદંડ કોને કહે છે ?
૩૯ પ્રમાદચર્યા અનર્થદંડ કોને કહે છે ?
૪૦ હિંસાદાન અનર્થદંડ કોને કહે છે ?
૪૧ દુઃશ્રુતિ અનર્થદંડ કોને કહે છે ? ૪૨ ચાર શિક્ષાવ્રતનાં નામ બોલો
૪૩ સામાયિક શિક્ષાવ્રત કોને કહે છે ?
૪૪ પ્રોષધોપવાસ શિક્ષાવ્રત કોને કહે છે ?
૪૫ ભોગોપભોગ શિક્ષાવ્રત કોને કહે છે ?
૪૬ ભોગ અને ઉપભોગમાં શું તફાવત છે ?
૪૭ અતિથિસંવિભાગ વ્રત કોને કહે છે ?
૪૮ દરેક વ્રતના કેટલા અતિચાર છે ?
૪૯ અતિચાર રહિત વ્રત પાળવાથી શ્રાવકને કઇ ગતિ મળે છે.
૫૦ બાર વ્રતધારી શ્રાવક મરીને ક્યા સ્વર્ગ સુધી જઇ શકે છે ?
૫૧ આ ઢાલનો સારાંશ કહો.

## પાંચમી ઢાલ.

૧ ભાવના એટલે શું અને તે કેટલી છે ?
એ ૧૨ ભાવનાઓનું કોણ ચિંતવન કરે છે ?
૨ ભાવનાનું બીજું નામ શું ? ૩ મુનિરાજ ભાવના શા માટે ચિંતવે છે?
૪ ભાવના ચિંતવવાથી શું થાય છે ?
૫ આત્મજ્ઞાન થવાથી શો લાભ છે ? ૬ બાર ભાવનાઓનાં નામ બોલો ?
૭ અનિત્ય ભાવના કોને કહે છે ? ૮ અશરણ ભાવના કોને કહે છે ?
૮ સંસાર ભાવના કોને કહે છે ?
૯ એકત્વ ભાવના કોને કહે છે ? ૧૦ પંચ પરાવર્તન એટલે શું ?
૧૧ અન્યત્વ ભાવના કોને કહે છે ? ૧૨ અશુચિ ભાવના કોને કહે છે ?
૧૩ મળ નિકળવાના ૯ માર્ગ ક્યાં છે ?

આશ્રવ ભાવના કોને કહે છે ?
યોગ કોને કહે છે ?        ૧૬ સંવર ભાવના કોને કહે છે ?
નિર્જરા ભાવના કોને કહે છે ?  ૧૮ નિર્જરાના બે ભેદ કયા છે ?
સવિપાક નિર્જરા કોને કહે છે ?
અવિપાક નિર્જરા કોને કહે છે ?
લોક ભાવના કોને કહે છે ?
બોધિદુર્લભ ભાવના કોને કહે છે ?
ધર્મભાવના કોને કહે છે ?
મિથ્યાદષ્ટિ સ્વર્ગમાં ક્યાં સુધી જાય છે ?
ગ્રૈવેયક કેટલાં છે ? ને આ જીવ કેટલી વખત ગયો હશે ? ત્યાં પાછો કેમ પડે છે ?
આ ઢાલનો ભાવાર્થ લખો.

## છઠ્ઠી ઢાલ.

હિંસાનું ઉલટું શું ?        ૨ અહિંસા કેટલા પ્રકારની છે ?
દ્રવ્ય અહિંસા કોને કહે છે ?  ૪ ભાવ અહિંસા કોને કહે છે ?
મહાવ્રત કેટલાં છે ? નામ કહો
મહાવ્રત કોને કહે છે અને તે કોને હોય ?
અહિંસા મહાવ્રત કોને કહે છે ?  ૮ સત્ય મહાવ્રત કોને કહે છે ?
અચાર્ય મહાવ્રત કોને કહે છે ?
બ્રહ્મચર્ય મહાવ્રત કોને કહે છે ?
પરિગ્રહ ત્યાગ મહાવ્રત કોને કહે છે ?  ૧૨ સમિતિ કોને કહે છે ?
સમિતિ કેટલી છે ! અને તે કઇ કઇ ?
ઇર્યા સમિતિ કોને કહે છે ?
ભાષા સમિતિ કોને કહે છે ?  ૧૬ એષણા સમિતિ કોને કહે છે ?
આદાનનિક્ષેપણ સમિતિ કોને કહે છે ?
વ્યુત્સર્ગ સમિતિ કોને કહે છે ?
ધ્યાની મુનિનું સ્વરૂપ બતાઓ. ?   ૨૦ ગુપ્તિ કોને કહે છે ?
ગુપ્તિ કેટલી અને કઇ કઇ છે ?
ત્રણ ગુપ્તિની પરિભાષા બતાવો.

૨૩ મુનિની ૫ ક્રિયાઓ કઇ છે ? ૨૪ પ્રતિક્રમણ કોને કહે છે ?
૨૫ સાધુના મૂલ ગુણ કેટલા અને કયા છે ?
૨૬ સાધુના ૭ શેષ ગુણ સમજાવો.
૨૬ મુનિરાજની સમતાનું વર્ણન કરો.
૨૮ તપ કેટલા પ્રકારના છે? તપ એટલે શું ?
૨૯ બહિરંગ તપનાં નામ દો. ૩૦ અંતરંગ તપનાં નામ કહો.
૩૧ દશ ધર્મનાં નામ અર્થ સાથે કહો. ૩૨ રત્નત્રય કોને કહે છે ?
૩૩ મુનિરાજનું સકલ ચારિત્ર કેટલા પ્રકારનું છે ?
૩૪ નિશ્ચય આત્મ ચારિત્ર–કોને કહે છે ?
૩૫ સ્વરૂપાચરણનો મહિમા બતાવો.
૩૬ જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય એ શબ્દોનો અર્થ શું ?
૩૭ ધ્યાતા, ધ્યાન અને ધ્યેય એટલે શું ?
૩૮ શુદ્ધ આત્માનુભવનું સ્વરૂપ સમજાવો.
૩૯ આત્મામાં સ્થિર થવાથી જે સુખ થાય છે તેનું વર્ણન કરો.
૪૦ અરહંત અને સિદ્ધ અવસ્થા ક્યારે થાય છે ?
૪૧ કયા કયા કર્મના નાશ થવાથી કયો કયો ગુણ પ્રકટ થાય છે ?
૪૨ સિદ્ધ ક્યાં રહે છે ? અને ક્યાં સુધી રહેશે ?
૪૩ શુદ્ધ આત્માની સ્વચ્છતાનું વર્ણન કરો.
૪૪ પંડિતજી દૌલતરામજીનો છેવટનો ઉપદેશ શું છે ? તેનું વર્ણન કરો ?
૪૫ પંડિતજી દૌલતરામજીએ કઇ સાલમાં ને કઇ તિથિએ છહઢાલા રચી.
૪૬ એ શ્રાવક હતા કે મુનિ
૪૭ એની હિંદી ટીકા કોણે અને કઇ સાલમાં કરી.
૪૮ આ છઠ્ઠી ઢાલનો ભાવાર્થ બતાવો.



આ ઢાલની ગુજરાતી ભાષા વીર સં. ૨૪૪૮ ના કાર્તિક સુદી ૧૨ ને દિને શાહ લલ્લુભાઈ શામજીએ દિ. જૈન પાઠશાળા ઓરાણ (પ્રાંતિજ)માં પૂર્ણ કરી.

# શ્રાવિકાશ્રમ એટલે શું ?

૧—શ્રાવિકાશ્રમ-એટલે શ્રાવિકાઓની બોર્ડિંગ.

૨—શ્રાવિકાશ્રમ-એટલે આદર્શ જૈન ગૃહવ્યવસ્થા-ભવન.

૩—શ્રાવિકાશ્રમ-એટલે દુ:ખી બ્હેનોને શાંતિ આપનાર અને ધર્મ તથા નીતિને પંથે લગાડનાર સ્ત્રિયોપયોગી સંસ્થા.

૪—શ્રાવિકાશ્રમ-એટલે ગરીબ કે તવંગર, વિધવા, સધવા કે કુંવારિકાનું સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર ઘડતી સંસ્થા.

૫—શ્રાવિકાશ્રમ એટલે ભરત, ગુંથણ, સીવણ, ડ્રોઇંગ, સંગીત. પાકશાસ્ત્ર, વાંચન, લેખન, જૈનધર્મ વગેરે વિષયોનું જ્ઞાન આપતી સંસ્થા.

સોજીત્રાના શ્રી દિગંબર જૈન શ્રાવિકાશ્રમમાં કોઇપણ દિગંબર જૈન વિધવા, સધવા કે કુંવારિકા પોતાને ખરચે કે આશ્રમને ખરચે રહીને લાભ લઇ શકે છે અર્થાત્ ગરીબ કે તવંગર શ્રાવિકા એક સરખો લાભ વિના સંકોચે મેળવી શકે છે. ગુજરાતમાં આવી સ્ત્રિયોપયોગી સંસ્થા એકજ છે. પત્ર લખવાથી નિયમાવળી ને પ્રવેશફોર્મ મળી શકે છે.

નિવેદક—

નહાનચંદ ભગવાનદાસ, મંત્રી,

સોજીત્રા દિગંબર જૈન શ્રાવિકાશ્રમ,

પારસીગલી, ત્રીજી અગ્યારીલેન - મુંબઈ, નં. ૩